# રઢીયાળી રાત

: ભાગ બીજો :



સંપાદક

ઝવેરચંદ મેઘાણી

# નિવેદન : પહેલી આવૃત્તિ

પહેલા ભાગની પૂરવણી રૂપે પ્રગટ થતા આ બીજા ભાગનો આટલો વ્હેલો જન્મ આખી ગુર્જર જનતાને આભારી છે, કેમકે ગુજરાતને પોતાના ગત યુગની આ કાલી ઘેલી લોક–વાણીમાં બહુ જ ઓછો યત્ને રસ પડી શકયો છે.

પ્રથમ ભાગની પેઠે આમાં પણ કુટુંબ–જીવનની નાની નાની ઘટનાઓ, ઉર્મિગીતો, ઇતિહાસ–ગીતો, રમકડાંઓ તથા મુસલમાની ગીતો તો છે જ. પરંતુ 'રઢીઆળી રાત'ના સીમાડા એટલેથી જ ન બાંધી લેતાં થોડા વધુ વિસ્તારવામાં આવ્યા છે. રાધા–કૃષ્ણ, હાલરડાં, અને નવરાત્રિના બાલ–ગરબાની નવી ભાત આ સંગ્રહમાં પાડેલી છે. છતાં આખરે આ સંગ્રહનું વધતું જતું કદ કદાચ ગુર્જર પ્રજાની રસવૃત્તિ પર અતિશય વિશ્વાસ મુકવા જતાં પ્રજાનાં ગજવાની તાકાત વિચારવાનું છેક ભૂલી જશે, એમ માનીને તિથિ–ગીતો તથા બારમાસી ગીતોનો રસભર્યો વિભાગ આ વખતે પણ જતો કરવો પડયો છે. અને હવે તો એ

> " માગશરે મારગડે રમતાં
> " ભેળાં બેસી ભોજનીયાં જમતાં
> " હવે હરિ કેમ નથી ગમતાં
> આવો હરિ રાસ રમો વા'લા."

અને

> " ભાદરવો ભલ ગાજીયો ને ઘોરમ વરસે મેઘ "
> " હું રે ભીંજાઉં ઘર આંગણે ને મારા પિયુ ભીંજાય પરદેશ"

એવી કૃતિઓ કોણ જાણે કયારે રજુ થઈ શકશે !*

---

* આવાં ઋતુગીતો ત્રીજા ભાગમાં પ્રગટ થઇ ચૂકેલ છે.

આ સંગ્રહમાંના ગીત ૬૮–**રથ ફેરો** ૬૯–**વાંસળી–ઘેલી** અને ૭૧–**કાગળ** એ ત્રણે શુદ્ધ લોક–ગીતો હોવા વિષે શંકા રહી છે.

'લોક-સૃષ્ટિ' પરનો પ્રવેશક કેવળ આ ગીત–સૃષ્ટિની baakground બની રહેલા લોક–જીવનની સમાજ ખાતર જ લખ્યો છે. કારણ, મને કહેવામાં આવ્યું હતું કે લોક–જીવનથી વિખૂટા પડી ગયેલાં ઘણાં નર-નારીઓની આ ગીતો માટેની રસ–પિપાસા, એ જીવનની સમાજને અભાવે અણછીપી રહી છે. પરંતુ જ્યાં પ્રત્યક્ષ 'દર્શન' જ ન હોય, ત્યાં 'વર્ણન'ની પાંખો પર તો કલ્પના કેટલીક ઉડી શકવાની! છતાં ય યત્ન કર્યો છે.

સૌરાષ્ટ્રમાં જો આવું લોક–ધન હોય તો ગુજરાતમાં યે કાં ન હોય? એવી મંગળ આકાંક્ષા ગુજરાતના સાક્ષરોને તેમજ તરૂણોને હૃદયે જોરથી જન્મી છે. એની શોધ પણ મંડાઇ છે. ડાકોરની સંસ્થાન હાઇસ્કુલવાળા બંધુ ચતુરભાઈ શંકરભાઇ પટેલ તથા ઉમરેઠના ઉત્સાહી શિક્ષક બંધુઓ મણિલાલ ઠાકર અને ઇન્દુપ્રસાદ ભટ્ટ ગુજરાતના લોક સમુદાયની અંદર જઇને ગીતો સંગ્રહી રહ્યા છે. તેમાંનાં થોડાં તેઓના અનુગ્રહથી છાપ્યાં છે. બાકી તો સ્વ. રણજીતરામભાઇનો સંગ્રહ પણ ગુર્જર લોકગીતોથી જ ભરેલો છે. એ બધાં ગીતો તપાસતાં મને તો ખાત્રી થઇ છે કે સૌરાષ્ટ્ર તથા ગુજરાત, બન્નેની આ દોલત સંચારી જ છે. એનાં એ ગીતો, જેમ સૌરાષ્ટ્રના જુદા જુદા પ્રદેશોમાં જઇને ભાષા ઇત્યાદિના થોડા ફેરફાર સાથ ગવાયાં, તે જ રીતે ગુજ-રાતમાં જઇને પણ એ જ ગીતોએ પોતાનો ઉપલો સ્વાંગ બદલી તે ભૂમિને અનુરૂપ લેબાસ પહેર્યો. માટે કોઈક કોઈક અપવાદ સિવાય તો સોરઠી અને ગુજરાતી એવા વિભાગો આ ગીતો પરત્વે અસ્થાને છે. વસ્તુતઃ એ બધાં ગીતો સારા ય ગુજરાતનાં છે. સારા ય ગુજરાતની અસ્મિતા એમાં અંકિત થઈ છે. સમસ્ત ગુર્જર જનતાના ગૌરવની એ સામગ્રી ગણાઓ! પરંતુ ગુજરાતનાં ભાઇબ્હેનોએ આ ગીતોનાં શુદ્ધ સ્વરૂપ ઓળખી લેવાં પડશે. કેટલીક કૃતિઓ વિકૃત થઇ દીસે છે.

'રઢીયાળી રાત'ના રસાસ્વાદ માટે મુંબાઇ, વડોદરા અને ઉમરેઠનાં ભાઇબ્હેનોએ નિમંત્રણ દીધું અને ઉદારતાથી શ્રવણ કીધું; ગુજરાત મહાવિદ્યાલય, ગુજરાત કોલેજ, શામળદાસ કોલેજ અને દક્ષિણામૂર્તિ ભવનના આચાર્યો, અધ્યાપકો તેમજ વિદ્યાર્થી બંધુઓએ પોતાને દ્વારે આ પ્રચાર અજમાવાનો સુયોગ કરી આપ્યો. એટલું જ નહિ પણ જ્યાં હજુ જઇ શકાયું નથી તે બહાઉદ્દીન કોલેજમાં પણ અંગ્રેજી

વિષયના એક અધ્યાપક સાહેબ પોતાના તરુણોને comparative study માટે 'રઢીયાળી રાત' વિષે ભલામણ કરી રહ્યા છે; એ બધી વાતોને 'સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર' પોતાની મહામૂલી કમાણી ગણે છે.

આ સંગ્રહને માટે અમારા ગામના અંત્યજ ભાઇ ધુડા તથા ભાઇ જીવાનો, ભાવનગર મહિલા વિદ્યાલયવાળા મિત્રોના તથા ભાઇશ્રી કપિલ ઠક્કરના કુટુંબોનો, ઉત્સાહી વિદ્યાર્થી બંધુ કાંતિ જોશીનો તથા વઢવાણવાળા બંધુ વજુભાઇનો હું ઋણી થયો છું.

અને હવે શું ? મુરાદ તો મેરૂ જેવડી છે. સંજોગો પ્રભુને હાથ છે. પણ આશા રહે છે કે આ ઝરણુને વ્હેતું રાખી શકાશે. હજુ તો ભજનોનો વિશાળ પ્રદેશ પડ્યો છે ચારણી છંદો ગીતો પણ એકઠાં થઇ રહ્યાં છે. અત્યારે સહુથી પહેલાં તો નેત્રો આપણાં લગ્ન–ગીતોના લુરખા ઉપર મંડાય છે. એની ભાવનામસ્ત પંક્તિઓ ગુજરાતને ગમ્યા વિના રહેશે નહિ. એકજ નમૂનો : પરણવાની વિધિ થઇ રહ્યે, સાજનમંડળની વિદાયનો સમય આવ્યા છતાં પણ કન્યા પોતાના પીયરને તજવાના વિચારમાં ઘુંઘટની અંદર રડી રહી છે. તે વેળા કોઇ લોક–કવિએ વરરાજાને કેવાં કેવાં મનામણાં કરતો કલ્પ્યો છે !

**મેં તો ડુંગર કોરીને ઘર કર્યાં રે**
**મેં તો કાચનાં કરીયાં કમાડ રે હો લાડડી !**
**હજુ રે સમજ મારી કોયલડી.**

**મેં તો દાદા મારાને દૂભવ્યા રે**
**તારા આછા ઘુંઘટડાને કારણે હો લાડડી**
**હજુ રે સમજ મારી કોયલડી.**

રસિક ગુજરાત આવી થોકબંધ સામગ્રીનો ધ્વંસ ન જ સાંખી શકે. છૂટાછવાયાં પ્રગટ થયેલાં એ ગીતોનું વ્યવસ્થિત સંપાદન–કાર્ય થવાની જરૂર છે.*

**રાણપુર તા. ૧ : ૧ : '૨૬** **સંપાદક**

---

*લગ્ન ગીતોનો સંગ્રહ 'ચુંદડી' નામથી બહાર પાડેલો છે, 'ચુંદડી' ભાગ બીજો પણ તૈયાર થાય છે.

**સં.**

# નિવેદન : બીજી આવૃત્તિ

વાચકોની સગવડને ખાતર આ બીજી આવૃત્તિમાં નીચે લખ્યા સુધારા વધારા અને ઘટાડા કરેલા છે :

૧ : કદ બહુ મોટું હતું, તેથી મૂલ્ય પણ વધુ હતું. આ વખતે કદ ટુંકાવ્યું છે. કેટલાંક ઓછાં આકર્ષક ગીતોને 'પૂરવણી' નામથી જૂદાં પાડયાં છે. ખાસ અભ્યાસી સિવાયનાં ભાઇબ્હેનો 'પૂરવણી' ન ખરીદે તો મૂલ્ય ઓછું બેસશે, ને છતાં રસ તો જેટલો ને તેટલો જળવાઇ રહેશે.

૨ : ગીતોની પિઠીકાઓ પહેલા અને ત્રીજા ભાગની પેઠે આમાં પણ ગીતોને મથાળે જ મૂકેલી છે. વાચકોની સરલતા એથી વધુ સચવાય છે એવો અનુભવ થયો છે.

૩ : ગીતોના વિભાગો આ વખતે વધુ વ્યવસ્થિત ને ઉચિત રીતે પાડયા છે. ઘણાં ગીતોનાં સ્થાન વધુ સંગત રીતે ફેરવ્યાં છે.

૪ : પંદર ગીતો નવાં દાખલ કર્યાં છે. જુઓ સાંકળિયું.

એ મુજબ આ ભાગને સુવાચ્ય બનાવવા માટે જેટલો સૂઝ્યો તેટલો પ્રયત્ન કરેલ છે.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
૧ : ૬ : '૨૮ } સંપાદક

# સાંકળિયું

* આવી નિશાનીવાળાં તમામ ગીતો આ સંગ્રહમાં નવાં જ ઉમેરેલાં છે.

# પૂરવણી-ગીતો

[ પહેલી આવૃત્તિ પરથી ભરચકપણાનો તેમ જ મૂલ્યનો બોજો ઓછો કરવા માટે આટલાં ગીતો જૂદાં તારવી લીધાં છે. ]

# લોક-સૃષ્ટિ

## કુદરત

અંદર પ્રવેશ કરીએ ત્યાં જ જો સુગંધ ન આવે તો એ ફુલવાડી શાની ? એમ સાચું લોકસાહિત્ય તો એજ, કે જેમાં દાખલ થતાંજ લોક-જીવન અને તેની ચોગમ પથરાયેલી કુદરત આપણને એની સુવાસ વડે ઘેરી લે. આ ગીતોની અંદર સમસ્ત લોક-સૃષ્ટિ જેવી ને તેવી સજીવન ઉભી છે. શબ્દો વાંચવાની સાથે જ એ વસ્તુઓ પોતે વાચકની આંખોને ભેટી પડે છે. લોક-ગીતોમાં પ્રવેશ કરનારો વાચક જાણે કે ગ્રામ્ય જગતનો પ્રવાસી બની જાય છે. એની આસપાસ છેક ગામની 'સીમડી'થી માંડીને ગ્રામ્ય કુદરતનું તથા લોક-નિવાસનું સમસ્ત વાતાવરણ બંધાતું આવે છે. આજે અગ્નિ, વાયુ કે વીજળીનાં વેગવંત વાહનો આપણને ગ્રામ્ય જગતનો ધીરો ધીરો પરિચય થવા દીધા વગર સીધે સીધા સડેડાટ લોક-સમુદાયની વચ્ચે ઉતારી મૂકે છે. જાણે આપણે અદ્ધરથી અચાનક ધબ દઇને નીચે પછડાયા હોઇએ તેવું અનુભવાય છે. પરંતુ પૂર્વે તો પ્રવાસી ધીરે ધીરે આવતો, જંગલના ઝાડથી લઇને એક પછી એક વસ્તુની ઓળખાણ કરતો આવતો, અને સૌથી પ્રથમ એને ગામડાની સીમડી ભેટી લેતી. ગામની સરહદ શરૂ થાય ત્યાં કોણ માનવી એની સામે ટહુકો કરવા ઉભું હોય ? ગાય ભેંસોને ચારતો ગોવાળીઓ: સીમાડા ઉપરનો જાણે કે અધિષ્ટાતા માનવ-દેવ. પ્રવાસીનું અજાણ્યાપણું ત્યાંથી જ તૂટી જતું. પછી આગળ ચાલતાં ખેતરો આવે, જેની વચ્ચે

'કેડ કેડ સામા રે સેંજલ ડુંગરી
હેયા સામેલા ભેડા જો'

એવી નાનકડી ટેકરીઓ, છાતી સુધી ઉંચી સેખડો. અને

**'ડુંગરે ચડીને ગોફણુ ફેરવી'**

એવી ગોફણો ફેરવી ફેરવી પત્થરો વડે પોતાના ખેતરના ઉભા મોલમાંથી પશુઓને હાંકતો ખેડુ નજરે પડેઃ પતિની સાથે સાચી સહચરી બની રહેલી, પતિના આદેશો ઉઠાવતી, કદિ કદિ વળી મસ્તીએ ચડીને સ્વામીને સામા જવાબ દેતી, પતિને જમાડવાનું ભોજન (ભાત) લઇને ગામમાંથી આવતી, આજ્ઞા–ભંગને માટે કદિ સોટા ખાતી, રડતી રડતી ઘેર જતી, મિષ્ટાન્ન રાંધીને પાછી પતિને રીઝવવા આવતી, રીઝાયેલા પતિને પત્થર મારીને મીઠું વેર વાળતી, અગર માર ખાઇને મહીયરને માર્ગે વિચરતી ખેડુ–પત્નીનાં દર્શન થતાં. એવાં એવાં ખેતરો વટાવીને પછી અતિથિ 'આલી લીલી' વાડીઓનાં વૃંદ વચ્ચે દાખલ થતો. વાડીઓ ઘણે ભાગે ગામની નજીકમાં હોય છે. ત્યાં યે લોક–જીવનની શાંત ગડમથલ મચી હોય છે. અને ફુલવાડીનાં ફુલો સંભાળતો માળી ત્યાં રાજ કરી રહ્યો હોય છે. પછી આવે છે સરોવરની પાળ, જ્યાં વટેમાર્ગુને વાટ બતાવતી, તૃષાતૂર પ્રવાસીને પાણી પાતી, ઠઠ્ઠા મશ્કરી પણ કરી લેતી પનીઆરીઓ કુદરતનું પડ ગજાવી રહી હોય છે.

## જળાશયો

તો લોક–જીવનની સમૃદ્ધ દશાનાં પ્રતિબિંબો પાડતાં ઉભાં હોય છે. એ નદીઓ, જ્યાં ચોમાસે

**'ચારે ને કાંઠે રે માતા મોરી છલી વળ્યાં'**

અથવા,

**'ભાદરવો ભલ ગાજીયો ને નદીએ ગાજે નીર'**

એવી રમ્યતા જામી હોય છે, જ્યાં મસ્ત પનીઆરીઓ

**'ચલ ગાગર ચલ ગાગર જમનાતટ જાયે<br>જમનાના ભેળાં નીર રે ગાગર ઘુમે છે'**

એ રીતે બેડલાંને ઘુમાવતી ઘુમાવતી વિચરતી હોય છે; 'સેંજળીયાળી સર' નામે ઓળખાતાં અખંડિત ઝરણાંનાં પાણી ભરવા પણ રમણીઓ સંચરે છે. વળી 'મોતીડે બાંધેલી પાળ' વાળી, નાની શી, નિર્મળાં નીરની ચંદણ તળાવડી; આછુડા કુવા; એ કુવાને કાંઠે ઝુકેલો

કેવડો કે સપાટી પર છવાયેલો, લીલુડો શેવાળ; વાવમાં હિલોળા લેતાં નીર; વગેરે બધાં દૃશ્યો લોક-કવિતાની પ્રેરણાનાં ધામો છે. પાદરથી નીકળતો પ્રવાસી એક પલકમાં જ ત્યાં

'સો સો બેડલીયાંની હેલ્યું ચડે'

એ નિહાળતાં જ-સો સો બેડલાં ભરી ભરીને શિર પર ચડાવી ચાલી જતી પનીઆરીઓને જોતાં જ ગામની આબાદાનીનાં માપ કાઢી લેતો. અને

"ઝલકાતું આવે બેડલું
મલકાતી આવે નાર રે મારી સાહેલીનું બેડલું"

એવું બેડું ભરવા જવું એ તો જીવતરનો અણમૂલ એક કોડ હતો. વળી

'રાણકદેવડી રે કાંઈ વધે દિ' ને રાત રે
પાંચ વરસની પાણી ભરે"

એવી પંક્તિઓ શું સૂચવે છે ? વ્હેલી વ્હેલી વયે પાણી સીંચવામાં તો સ્ત્રીજીવનની ચતુરાઈ સમજાતી. કોઈ કોઇ જળાશય તો વળી

"ભાવુભાના બાગમાં રતન-કુવો"

એટલે કે ગામના દરબારોની ફુલવાડીઓમાં હોય; અને ત્યાં જ્યારે "સો સો બેડલીયાંની હેલ્યું" ચડતી જોવામાં આવે, ત્યારે તો તેવા ગામના રાજાઓની પવિત્ર નીતિ અને ગામ-જનોની નિર્ભય વિશ્વાસ-ભાવના સ્મરણમાં ચડે છે. આમ આ જળાશયો કેવળ વૈભવ, જીવન-કોડ કે રાજા પ્રજાની નિર્મળ હેતપ્રીતનાં જ પોષકો બનીને નહોતાં અટકી જતાં. એ તો સંવનનનાં-ચાર કરવાનાં પણ ધામો હતાં. લોક-કલ્પનામાંથી સરજાયેલો કોઈ રામચંદ્રજી, મૃગયા ખેલતો ખેલતો તરસ્યો બનીને વગડામાં દૂરથી તબકતા તળાવ પર જઈ પહોંચે, ત્યાં બાળ-કુંવારી સીતાને પાણી ભરતી ભાળે, ભર્યો ઘડો રામ ગટગટાવી જાય, બન્ને વચ્ચે તારામૈત્રક રચાય,

"પરણ્યા છો કે બાળા કુંવાર રે રામૈયા રામ"

એમ પૂછપરછ થાય, અને અવિવાહિતા સીતાની સાથે ત્યાં ને ત્યાં લગ્ન ઉજવાય. કોઇ શિકારે ચડેલો રા'ખેંગાર મજેવડીના પાદરમાં નીકળે છે અને તળાવની પાળે

"રાણકદેવડી રે કાંઇ પાણીડાંની હાર્યે રે
રાય રે ખેંગાર ઘોડા ખેલવે.
"વાયા વાયા રે કાંઈ ઓતર દખણા વાય રે
ચુંદડીના છેડા ફરૂકીયા.
"જોયો જોયો રે એની કેડયુંનો લાંક રે
બીજો જોયો સવા ગજ ચોટલો'.'

એવાં રૂપ ગુણ નિરખીને એ કન્યાના પિતા કને માગું નાખે છે. ગામડાંના પાણીઘાટને આરે એવી પ્રેમ-ઘટનાઓ અંકાયેલી છે. અને

"જળ ભરૂં તો ભરવા નો દીયે
"વા'લો ખોબે ઉડાડે નીર, જીવણ જાવા દે"

અથવા તો

"હું રે ભરૂં ને મારી ભાભી ભરે,
"ત્યાં ભાભીનો સાયબો આડો ફરે,
"રે જળ-વાદળીનાં નીર મારે કોણ ભરે"

એવી પ્રીતિની મસ્તીઓ ત્યાં એક દિવસ મચતી હતી. વળી

"કાન તારે તળાવ રૂમઝુમતી રમવા નીસરી"

એવી રૂમઝુમ કરતી આજ્ય રાધિકાઓએ જળાશયોની પાળ પર ઉભીને જ કાંઠે ઘોડા ખેલવતા પોતાના કૃષ્ણ પ્રિયતમોને

"નાગર ઉભા રો' રંગ રસીઆ"

એવા લાંબા મીઠા સ્વરે પોકારો પાડયા છે. કૈક રસિકાઓએ

"હું તો દાતણીયાં લઇને ઉભી રહી રે,
"દાતણ ત્યાં કરજો મારી સગી નણંદના વીર જો
"આછુડામાં જાજો જીવણ ઝીલવા રે."

એવી આજીજીઓ ગાઇ ગાઈને જળ-ઝીલણ રમવા પોતાના કંથને નોતરાં દીધાં હશે. પાણી સીંચતાં સીંચતાં પગથીયે જેના પગ લપસ્યા

હોય તેવી કોઈક રસ-વેલડીઓના નવસરા હાર પણ તૂટીને, ત્યાં નવરંગી મોતીડાં વેરાયાં હશે, અને મોતીડાં વિખરાય એ બીનાને તે કાંઇ કવિતામાં ઉતાર્યા વગર રહેવાય? એટલે જ ગવાયું કે

"રાજ આઠ કૂવા ને નવ પાવઠાં,
"રે મારો પાવઠડે લપટ્યો છે પગ રાજ
મોતી વેરાયલ ચોકમાં"

અને પહેલા ખોળાનો 'બાવન બેટડો' ધવરાવતી ધવરાવતી, પોતાને મહીયરેથી વેલ્યમાં બેસી સાસરે જતી કઇક તરૂણ જનેતાઓએ રસ્તામાં પોતાના એ બેટડાને ક્ષીર સરખાં મીઠાં નીરમાં સ્નાન કરાવ્યાં હશે તેનું

"ઘૂઘરીયાળી વેલ્યમાં નાની વહુ આવે,
ખોળામાં બાવન બેટડો ધવરાવતી આવે.
દૂધેભરી તલાવડી નવરાવતી આવે"

એવું મધુર ચિત્ર આલેખાયું છે. ઘુમતી ગાગર માથે લઇને પાણી ભરતી કૈક નવ-વધુઓએ 'માથડાં દુઃખે' 'પગમાં કાંકરી વાગે' એવી વિનોદભરી ફરિયાદો નોંધાવીને પતિની પાસે લાડ કર્યાં હશે. તેમજ અનેક વિરહિણી સ્ત્રીઓએ પોતાના પરદેશ ભમતા સ્વામીઓની ચિંતા કરી

"શ્રાવણ તો સરવડીએ વરસે
નદીયુંમાં નીર બોળાં ભરશે
વાલો મારો કેમ કરી ઉતરશે!"

એવા સૂરો કાઢ્યા હશે.

જળાશયની આવી સમસ્ત તસ્વીરની બીજી કરૂણ બાજુ પણ લોક-ગીતોમાં બતાવેલી છે. વઢીયારની સાસુએ આપેલા સંતાપ સહેનારી દુઃખીયારી વહુ કુવાને કાંઠે ઉભીને પોતાના દાદાને ઉડતા પંખીની સાથે શો સંદેશો કહાવે છે!

"દાદા તે દીકરી વઢીયારે નો દેજો જો,
"વઢીયારી સાસુ રે દાદા દોયલી.
દિ'એ દળાવે મને રાતડીએ કંતાવે જો,
"પાછલે ને પરોઢીયે પાણી મોકલે."

"ઓશીકે ઇંઢોણી વહુ પાંગતે સીંચણીયું જો,
"સામે ને ઓરડીએ વહુ તમારૂં બેડલું.
"ઘડો ખુડે ને સીંચણીયું નવ ડૂબે જો,
" ઉગીને આથમીઓ કુવા કાંઠડે.
"ઉડતા પંખીડા મારો સંદેશો લઈ જાજે જો,
દાદાને કે'જે રે દીકરી કુવે પડે"

એવી કૈંક ગરીબડી દીકરીઓએ પોતાનો છેલ્લો વિસામો કુવાનાં કાળાં નીરમાં શોધ્યો હશે. તેમજ કોઇ કોઇ રણચંડી બનેલી સ્ત્રીઓએ

"આઘેરાં રહી વહુએ ધક્કો રે દીધો,
બાઈજી કૂવામાં બુડયાં રે મારી સૈયર સમાણી."
"બાઈજી બુડયાં ને સાડલો તરે,
રખે ને પાછાં વળે રે મારી સૈયર સમાણી."

એવી વિધિ કરીને સાસુઓને જળ-સમાધિ લેવરાવી હશે. ગામડાનું જળાશય, એટલે આવી કાળી અને ઉજળી સ્મૃતિઓનું કેન્દ્ર: સ્નેહ, મસ્તી અને શોકની કૈંક ઘટનાઓનું ધામ. એની ઉપર તો કોઇ જીવંત દૈવી શક્તિની આણ વર્તતી હોવાનું મનાય છે, કોઇ કોઇ વાર એ જળ-દેવતા ગામ-લોકો પાસે ભોગ માગે. બાર બાર વર્ષો સુધી ગાળેલું નવાણ છાંટો યે નીર નથી આપતું. જોશીડાને જોશ જોવા માટે બોલાવ્યા. જોશીડાએ ભાખ્યું કે જળદેવ બત્રીસા માગે છે. માટે

'દીકરો ને વહુ પધરાવો જી રે.'

ઘોડી ખેલવતો કનૈયો કુંવર અને બેટડો ધવરાવતી ભરજોબનવંતી વહુ: બન્ને પલકમાં હા પાડે છે. છેલ્લી વાર માવતરને મળી લેવા વહુ મહીયર ચાલી. લોકો સામા મળ્યાં. મેણાં દીધાં કે

"મરવાનાં હોય તો ભલે રે મરજો,
એનાં વખાણ નવ હોયે જી રે"

બલિદાનની સાચી ભાવના પ્રસિદ્ધિની વાસનાના આ આક્ષેપને સાંખી શકી નહિ. બાઇ પાછી વળી ગઇ. ગોરની સાથે સંદેશા મોકલાવ્યા કે

'મારી માતાને એટલું રે કે'જે
ઓઢીયો ને સુંદડી લાવે જી રે.'

જેઠાણીનાં ગરમ કરેલાં પાણીએ સ્નાન કીધું, નણંદબા પાસે માથું ગુંથાવ્યું અને

'પુત્તર જઇને પારણે પોઢાડયો,
નયણે આંસુની ધાર જી રે.'

વાત્સલ્ય, દાંપત્ય અને લોક–સેવાની લાગણીનાં કેવાં તુમુલ તોફાન ! ગાજતે વાજતે લોક સમુદાયની વચ્ચે જાણે કે વરવોડીયાં ફરી વાર ચોરીએ ચડવા ચાલ્યાં. નવાણને પગથીએ પગ દેતાં જેમ ઉતરતાં જાય છે તેમ તેમ એ સૂકી વાવનાં પાતાળી નીર ઉભરાતાં આવે છે. કાંડાં ડૂબ્યાં, ગોઠણ ડૂબ્યા, કમ્મર, છાતી અને છેવટે માથા ઉપર પાણી ફરી વળ્યાં. જળાશય છલોછલ ભરાઇ ગયું. ભોગ પહોંચી ગયો. બાર બાર વર્ષથી પાણી વિના તરફડતાં પશુ, પંખી અને માનવીઓને આનંદ વછુટ્યા. પણ જળાશયને તીરે ઉભેલાં બુઢ્ઢાં માવતર શું પોકારે છે ?

"એક હોંકારો દોને વશરામભાઈ
ગોઝારાં પાણી કોણ પીશે જી રે.

"એક હોંકારો દોને વાઘેલી વહુ
ગોઝારાં પાણી કોણ પીશે જી રે !

જળાશયના જતનની આટલી ઉગ્ર ત્યાગ–ભાવના આલેખતું આ મશહુર ગીત લોકોના પ્રાણમાં જોરથી રેડાઇ ગયું છે. કોઇએ એ કથા માધાવાવ સાથે સંધાડી, કોઇએ ભામોરાની વાવ સાથે જોડી, તો કોઇએ વાણુભા ગામ સાથે. એમ સહુએ એને પોતપોતાનું બલિદાન–કાવ્ય સમજી લીધું. એમાં લોક–જીવનની civics ડોકીયાં કરે છે. સમસ્ત કુટુંબની રક્ષાને ખાતર જેમ વ્યક્તિ પોતાનું વ્હાલું સુખ હોમી દે (**મોટાં ખોરડાં** ર. રા. ભાગ ૧) તેમ સમસ્ત લોકહિતને માટે કુટુંબોનાં બલિદાન ચડી જાય, તે આ ગીતનો મર્મ છે. આવાં બલિદાનની અંદરથી કેટકેટલી નોખનોખી લાગણીઓ ઉછાળા મારે છે ! વાત્સલ્ય, દાંપત્ય, કુટુંબ–સ્નેહ, નિર્દોષ મૃત્યુની પારાવાર કરૂણતા, વગેરે તમામ ઉર્મિઓના હૃદયવેધી સ્વરોની વચ્ચેથી લોકહિતનો, લોકરક્ષાનો મંગળ ઘંટારવ સંભળાય છે. છતાં યે એ સ્વર બીજા સ્વરોને રૂંધી નથી મારતો. ગ્રામ–અભિમાન કે દેશાભિમાન, મનુષ્યનું મનુષ્યત્વ ઝુંટવી નથી લેતું. જળાશયના કિનારાઓ આવી આવી લોકજીવનની સમસ્યાઓના મુંગા સાક્ષીઓ છે. જળાશય તો ગામડાંનો આર્તનાદ છે.

## વડલો

"ઉંચો વડલો ઘોર ગંભીર જો,
 થડે થોડો ને ડાળ્યે અતિ ઘણો રે લોલ.
ડાળે ડાળે હંસલા મોર જો,
 પાંદડીએ પાંદડીએ દીવા બળે રે લોલ."

લોક–જીવનમાં જેવું સ્થાન જળાશયનું, તેવું જ સ્થાન ગામને પાદર લુંબઝુંબ ઉભેલા વડલાનું હોય છે. લગભગ પ્રત્યેક ગામડાને આંગણે આ જટાજૂટધારી ઋષિ–વૃક્ષ કૈં કૈં જમાનાઓના પલટાઓ જોતું જોતું અડગ ઉભું હોય છે. અને એવા ઘેરગંભીર ઘટાદાર તરૂવરને આશરે એટલાં એટલાં પશુ પંખીઓ મ્હાલતાં હોય છે કે લોક–પ્રજાએ એના રક્ષણાર્થે એને કોઇ દેવ–દેવીનું થાનક બનાવી દીધેલ હોય છે. એને પાંદડે પાંદડે માતા ચામુંડાના દીવા બળે, એની ડાળીએ ડાળીએ દેવી રાસડા લે, અને એને કાપનાર મનુષ્યનું સત્યાનાશ નીકળી જાય, તેવી રમ્ય–ભીષણ ઘટનાઓ જોડાતી જાય છે. વળી

"જોગીડો ઉતર્યો સેજ વડલા તળે રે લોલ"

એવા કૈંક અવધૂત અતિથિઓની ધૂણીઓ ગામના વડલાની છાંયડીમાં ધખતી હોય છે. પતિ–પત્નીના વિજોગની ઘડીનો સાક્ષી પણ એ નિર્મોહી વડલો જ હોય છે; વરસતે આષાઢ મહિને

"વાલમ વળાવાને હું રે ગઇ'તી
 "ઉભી રહી વડલા હેઠ વા'લા!
"વડલો વરસે સાચે મોતીડે રે
 "તેનો પરોવ્યો હાર વા'લા!"

એવાં કેટલાં યે વિરહ–અશ્રુઓ એ વડની નીચે ઝરેલાં હશે. એ વડલા, ગાયોના ગોંદરા, નાની એવી ડુંગરી અને તે ઉપર નાજૂક દેરડી, વગેરે બધાં સ્થળો તે સ્થળો જ નહોતાં, પણ લોક–જીવનની ચિરંજીવ સંસ્થાઓ હતી. ગામનો ઝાંપો (દરવાજો) એ વડે રળીઆમણો લાગતો.

## ઝાંપો

એ ઝાંપો–કે જ્યાં સુધી સાસરે જતી કન્યાને એની સૈયરો વળાવવા આવતી, જ્યાં 'મોટાં ખોરડાં' વગોવનારી નિર્દોષ વહુની નનામીઓને

બીજે વિસામો દેવાતો, અને જ્યાં શત્રુઓને રોકતાં રોકતાં રણે ઝુઝીને શૂરા પૂરાઓએ દેહ પાડેલા તે ઉપર સીંદુરીયા રંગની ખાંભીઓ ખડી થાતી. ગામનો ઝાંપો તો સ્નેહ, વીરત્વ અને મૃત્યુની પુનિત ભાવનાઓનો સ્મરણ–સ્તૂપ લેખાતો.

## આકાશ

પગ નીચે આવી રમ્ય ધરતી અને માથા પર નવલખ તારાથી જડેલું આભામંડળ : નવ લાખ તારાઓ તો જાણે માનવીની જોડાજોડ રહેતા હોય તેવી ગાઢ પરિચિતતા લોક–ગીતોમાં જ્યાં ને ત્યાં આલેખાયેલી પડી છે. કૃષ્ણ પ્રભુને માટે

**"તલખે નવલખ તારા ગોકૂળ રથવાળા"**

અને રામચંદ્રજીનાં લગ્નની અંદર જાણે ગગન–નિવાસી સાજન મંડળ મળ્યું હોય તેમ ગવાયું કે

**"નવલખ તારા જોઈ રીયા શમૈયા રામ."**

આટઆટલી વસ્તુઓથી પરિચિત બન્યા પછી તેની વચ્ચે વસતો લોક–સંઘ જાણે કે આપણને અતિ જૂની ઓળખાણ વાળો લાગે છે. ગામનો કારીગર વર્ગ, વેપારી વર્ગ, વસવાયાંઓ અને અસ્પૃશ્યો પણ આ રાસડાઓની વારંવાર ભાવભીની યશગાથાઓમાં સ્થાન પામી રહ્યાં છે. માળીડા રાજાજીનાં ગજરા અને રાણીજીના હાર ગુંથે, વાંઝા રાજાજીના મોળીયાં (પાઘડી) અને રાણીજીનાં ચીર વણે, સોનીડા વાંકીયા અને ઝાલ બનાવે, સૂતાર ઢોલીયા અને હીંડોળાના ઘાટ ઉતારે, લુહાર દીવડા અને બજારની સાંકળી ઘડે; એટલું વર્ણન હરકોઇ રળીઆમણા ગામની રિદ્ધિ સિદ્ધિ બતાવવા બસ થાય છે. ગામની નારીઓ કસુંબીઓની દુકાને ચુંદડી વોરવા, મણીઆરની દુકાને ચુડલા વોરવા, કંસારાની દુકાને તાંબડી વોરવા હર્ષભેર નીકળી પડે છે તેનું મરતીભર્યું ચિત્ર કેટલાં યે ગીતોમાં અંકાયેલું છે. વસ્ત્રાભૂષણો ઓઢી પહેરીને તો સદા ય પાણી ભરવા સંચરવાના કોડ જાગે છે. જીવનના અલંકાર પોષાકમાં તેમજ ઘરના રાચરચીલામાં જનસમૂહને જે રસ હતો તે જ રસ કાવ્ય વાટે ઢળીને આ કારીગર કોમોને પણ ભીંજવતો હતો. સ્ત્રીઓના રાસડામાંથી ઢોલ બજાવનાર ભંગી પણ બાતલ નથી રહ્યો. મૈયારણ તો રસ–મૂર્તિ જ છે. પરંતુ વાઘરણ જેવી સ્ત્રીને પણ ખાસ વિનોદાત્મક ગીતમાં ઉતારી લેવામાં આવી છે.

## પ્રવાસ વર્ણન

લોક-સમુદાયના મહીસાગર-મેળાઓ મળે છે. પોઠયો લઇ લઇને વણઝારાઓ નીસરે છે. માર્ગો ઉપર આવે આઘે ઝીણી ઝીણી ખેપ (ધૂળ) ઉડતી આવે છે. દેશ પરદેશથી હાથી, ઘોડા, બળદો, વેલડી, ચુંદડી વગેરે મોહક સામગ્રીઓ આવે છે. પરંતુ રમણીઓ નિઃશ્વાસ મૂકીને ગાય છે કે

"છેલ છોગાળો હોય તો મુલવે,
"ઢોલરીયો દરિયાપાર, મોરલી વાજે છે."

એવા રસિક સ્વામી વિના આવી વસ્તુઓ બીજું કોણ લઇ આપે? વિદેશ બેઠેલો કંથ સાંભરી આવે છે. અને

"વા વાયા ને વાદળ ઉમટયાં
"મધ દરિયે ડુલેરાં વ્હાણ......"

એવી વર્ષાઋતુમાં કુંજડીઓની સાથે સંદેશા છૂટે છે. આમ પ્રવાસના પ્રેમભીનાં વર્ણનો વારંવાર આ ગીતોમાં ડોકીયાં કરે છે. વિદાય વખતના પ્રસંગોમાં, પતિના પ્રવાસની ત્રણે ઋતુઓની ફિકર કરનારી સ્ત્રીને પતિ જવાબ આપી રહ્યા હોય છે કે,

"ભેળાં રેશમી ગોડલાં લેશું, શિયાળો શું કરે રે લોલ,

× × ×

ભેળી ચમ્મર છતરી લેશું, ઉનાળો શું કરે રે લોલ,

× × ×

ભેળા મીણીઆ માફા લેશું, ચોમાસું શું કરે રે લોલ"

એ સૂચવે છે કે તે કાળના પ્રવાસો વર્ષોનાં વર્ષો સુધી લંબાતા હતા, વિયોગની પ્રબળ વેદનાના એ પ્રેરક હતા, અને પુનર્મિલનનાં આંદોલન

"ચારણ ઘેરે આયો રે
"મુંજો ચારણ ઘેરે આયો,
"લીલુડા નેસવાળો રે
"મુંજો ચારણ ઘેરે આયો"

એવી આવેશભરી પંક્તિ વાટે ધસમસતા હતા. આપણાં બાર-માસી ગીતો પણ એ જ લાંબા વિરહો અને પ્રવાસોમાંથી નિર્ઝરતાં હતાં.

"ઉંચી મેડી તે મારા સાયબાની રે લોલ;
"નીચી નીચી ફુલવાડી ઝુકાઝુક,
"હું તો રમવા ગઇ'તી રે મોતી બાગમાં રે લોલ.

એવી ઉંચી ઉંચી પોતાના સ્વામીની મેડી, અને નીચે ઝુકાઝુક જામેલી ફુલવાડી, તેમાં સ્વામીની દૃષ્ટિ પડે તેવી રીતે રાસડે રમવા જવું, એ સ્ત્રી–હૃદયની ભૂખ હતી. આતિથ્યની ભાવના તો એટલી પ્રબળ હતી કે,

'કેદુની જોતી'તી વાટ, મે'માન આવ્યા'

× × ×

'જોગીડો ઉતર્યો, સેજ વડલા તળે રે લોલ.'

એવાં અનેક ગીતોમાં અતિથિ–સત્કારના કોડ વછૂટી નીકળ્યા છે. પોતાનાં પ્રિયજનોને સાદ કરતી નારીઓ, આતિથ્યની અટપટી વિધિઓમાં નથી સમજતી. સમજે છે માત્ર એટલું જ કે,

"શેરી વળાવી સજ કરૂં ઘેરે આવોને
"આંગણીએ વેરૂં ફુલ, મારે ઘેર આવોને."

દાતણ કરવા સોનાની ઝારી, નાવણ કરવા ત્રાંબાકુંડી, ભોજનમાં કંસાર, ત્રાંબાના ત્રાંસમાં ઠારેલો શીરો, પોઢણમાં સાગ સીસમના ઢોલીઆ, હીંડોળા ખાટ, રેશમી ગાદલાં, ભેરવના ઓછાડ, અટલસનાં ઓશીકાં, ગલવટ ગાલમસૂરીયાં, વીંઝણા, સાંગામાચી, પારણાં, ચમ્મર છતરી, ચાંખડી, રૂમાલ, ચોખા, અને કંકાવટીઃ ધુપેલ તેલ, પાણી ભરવાનાં બેડાં, અને ઓસરીઆળા ઓરડાઃ એ બધી જીવતરની રસ–સામગ્રી લેખાતી. એમાંથી કવિતાની છોળો વછૂટી છે. એટલું જ બસ નથી. ગેડી દડાની રમતો, ટેર ટેર વાગતી રૂંઝણ મોરલીઓ, પીતળીયાં પલાણવાળા હંસલા ઘોડા ઉપર કે રોઝડી ઘોડી ઉપરની સવારીઓ, ઘર પછવાડેની ફુલવાડીઓ, એનાં મ્હેકતાં અને વ્હાલમ વિના કરમાતાં ફુલો, વનમાં બંધાતા હીંડોળા અને હીંડોળાની નીચે હીલોળા લેતાં સરોવરો, આસોપાલવની અને કદંબનો છાંયડીઓ, પારસ પીપળાઓ : એ બધાં પણ પ્રજા–પ્રાણની કોઈ અનંત ક્ષુધાને સંતોષતાં તેમજ અતૃપ્તિના અગ્નિ સળગાવતાં, આ રાસડાઓમાં રજુ થાય છે. વનવાસી જીવનનો આ બધો રાજ–વૈભવ આજ કેવળ ગીતોમાં જ રહી ગયો છે! આજે નવા રાસ રચાય છે, પણ તેમાં ગે આ તળાવડી, સરોવર,

સોના ઈંઢોણી ને રૂપા બેડલાં, સરિતાના આરા, આસોપાલવ વગેરે ગ્રામ્ય-જીવનની સામગ્રીઓ જ સ્થાન પામે છે. પાણીનો એક લોટો પણ માથે ઉપાડી ન જાણનારી, કે સરિતાના કિનારાથી સદા છેટે જ નાસનારી નવા યુગની નારીઓને પણ આખરે અસલી જીવનની જ ગાથાઓ ગાવી પડે છે. કારણ કે કાવ્ય તો ખુદ વસ્તુઓની અંદર જ રહેલું છે. કૃત્રિમતાને સાચા કાવ્યમાં નહિ ઉતારી શકાય.

## લોક-જીવનના વ્હેમો

નદીનાં નીરમાં ન્હાતી વેળા કોઇ કનળ ફુલ તરતું આવે અને તરૂણ કુમારિકા એને સુંઘતાં જ ગર્ભ ધારણ કરે, એવી અજાયબ બીનાને લોક-જીવનમાં અને લોક-કવિતામાં સ્થાન હતું. સંતતિને કારણે રાજાઓ દેવતાઓને પ્રસન્ન કરવા જનહિતકારી જળાશયો બંધાવતા અને જળાશયને પગથીએ પગથીએ દીપમાલા પ્રગટાવતા. પાણી ખાતર જળાશયમાં જીવતાં માનવીઓના બત્રીસા ચડતા. સંતાન ખાતર રાંદલ દેવીને અને જમીયલ પીરને નૈવેદ્ય ધરાતાં. દયાળુ પીર ગાય જેવા પૂજનીય પ્રાણીનું બલિદાન સ્વીકારવા ના પાડતો અને એની સાક્ષી રૂપે ગાયની ખરીઓ પત્થરમાં છપાઇ જતી. દેવીઓ આવીને વડલા વાવી વાવી ઉછેરતી. એને પાંદડે પાંદડે દેવીઓના દીવા બળતા ને ડાળીએ ડાળીએ દેવીઓ નૃત્ય કરતી. યુદ્ધે ચડનારા વીરને શંકર ભગવાન હોંકારો દઇ સાવધાન કરતા કે ભરી પીડીએ આને બાંધ્યે મીંઢોળે જતો નહિ. યુદ્ધમાં મરવા જ સરજાયેલો યોદ્ધો પોતાની વિદાયને સમયે અમંગળ ચિન્હો જોતો; ઉંબરમાં એનો પગ લપસતો; બારણામાં એની પાઘડી ભરાતી; ખીંતીએ એનું ભાલું અટવાઇ જતું; ઘોડી છોડતાં છીંક થાતી; લાકડાંની ભારી અને કાળે બેડે કુભારણ સામે મળતી. આડો સર્પ ઉતરતો. ગામલોકો એને રોકવા મથતા. આવી રીતે માનવીના ભાગ્ય-વિધાનમાં જગતની અદશ્ય શક્તિઓ આટલો ઉઘાડો ભાગ લેતી. લોક-કલ્પનાને આવા ચમત્કારોમાંથી જબ્બર બળ પ્રાપ્ત થતું. દેવ દેવીઓ જાણે કે માનવ-સૃષ્ટિની અંદર, માનવોને દુઃખે દુખી અને માનવોને સુખે સુખી થતાં આંટા મારતાં. આવી માન્યતાઓએ લોક-જીવનને રમ્યતા અને ભીષણતા એવા બન્ને રંગે રંગી દીધેલ હતું.

## દાંપત્યના રંગો

લોક-ગીતોમાં ગવાયેલા દાંપત્યમાંથી તો

**‘ ઓશીકે નાગરવેલ્ય પાંગતે કેવડો રે ’**

એવી ધમક બોલે છે. પરણીને આવતી નવવધુ શું લાવે છે?

**' લાવશે તેલ ધુપેલ કે ફુલ ભરી છાબડી રે. '**

પત્નીની દૃષ્ટિએ પોતાનો ભરથાર તો 'ગુલાબી ગોટો' બનીને ગવાયો છે. અને એવા ગુલાબની સાથે વસનારી નારી પોતાના માટે કેવી કલ્પના કરે છે?

**"ફુલડીયાંની ફેર્યું સાહેલી મારી ચુંદડીમાં"**

× × ×

**"તારી સેજડીમાં ફુલ રે રંગ રસીયા"**

× × ×

**"મારા ઓરડીયાના ભોગી પિયુજી**
**જીવો ઘણું રે લોલ !"**

એવો ક્રમમાં ઉગ્ર શૃંગાર લોક—બોલડીના જીવનમાંથી· મઘમઘી ઉઠે છે. દંપતિને હીંચકવાના હીંડોળાઓ જાણે કે આસોપાલવની કે પારસ પીપળાની ડાળે ઝુલી રહ્યા છે. રૂમાલોની સામસામી અદલાબદલી થઇ રહી છે. હીંચકેથી પડતાં પડતાં પતિને માથે 'ખમા' 'ખમા' ની આશીષો જાણે કે વરસતી સંભળાય છે. પતિને ફરીવાર પરણાવવાના રમૂજી લાડ કોડ થઇ રહ્યા છે. એમ જીવનનો ઉલ્લાસ પંક્તિએ પંક્તિએ ગવાયો છે, હજુ યે ગવાતો આવે છે. અને ઉલ્લાસને બીજે પડખે સંતાપ જો ન હોત તો જગતમાં કરૂણાની કાવ્ય—સરિતાઓ ક્યાંથી ચાલત?

**" અસતરી નો મારીએ રે,**
**ઉંબરાની રખવાળ મારા વા'લા. "**

એવી અનુકમ્પાભરી પંક્તિઓ ક્યાંથી અવતરી હોત? ચંદનની ડાળ સરખી ગુજરાતણ પુરૂષના વિકાર, વિદ્વેષ અને કોપની જ્વાળાઓમાં સળગતી સળગતી આ સુગંધ—ગીતો પ્રસરાવતી ગઇ છે. પતિએ એના ઉપર શોક્યો આણી છે, અને ખારે બળતી નારીઓએ શોક્યના સંતાપમાંથી પણ ટોળ—ગીતો ને મર્મ—ગીતો જન્માવ્યાં છે. 'સાયબાનાં લગ્ન' અને 'ઝેરી કાંટો' એ બન્ને ગીતોમાં શોક્ય પ્રતિની ખીજ વિનોદનું રૂપ ધરીને વહે છે. પોતાના બેવફા કંથનું બુરૂં થજો, એવું એ દાઝે બળતી બોલતી હોય, પણ એના મનમાં તો 'ઘાણી ખમા'ની જ લાગણી ગુંજે છે. વ્હાલમના પ્રવાસો; રોકવાની આજીજીઓ: વિયોગના

બાર બાર મહિનાની બદલાતી ઋતુઓ દેખી દેખીને એના હૈયામાંથી નીકળતા પોકારો: પતિની ગેરહાજરીમાં તેલ, ફુલ અને મેંદી જેવા વૈભવના ત્યાગ: ખાતાં પીતાં ને સૂતાં બેસતાં પતિનાં સ્મરણો: ઢળી જતી ઝારીઓ, ઝરી જતા કોળીઆ અને લળી જતી સેજડીઓમાં

"મોર બોલે મધૂરી રાત રે
નીંદરા નાવે રે.
"હું તો સુતી'તી સેજ પલંગ રે
ઝબકીને જાગી રે."

એવી વિરહ—આકૂલ દશા: સૂની સેજલડી: અને કુંજલડીની સાથે છુટતા સંદેશાઓ: એ બધાં નારી—હૃદયના દર્શન છે. તેની સામે, કદિ કદિ છાગલે આંસુ લ્હોતો તો કદિ કદિ અવળા સવળી હોંઠ અને ડાબા પગની મોજડી મારતો, કદિક હેતે હેતે પત્નીના હાથના પત્થરો ખમી લેતો અને વધુ કોપે ભરાય તો વહુનાં 'માથડાં' પણ વાઢતો ભરથાર આ લોક—ગીતોમાં તરવરે છે.

## સાસરીયું

સાસરીયાંની ઝીંદગીએ ઘણી કરૂણ ઘટનાઓ જન્માવી છે તેની છાપ લોક—ગીતો ઉપર ઉંડી પડી છે. સાસરી—જીવન સામેની નારી—હૃદયની ચીસ સાદામાં સાદી રીતે કેવી તિક્ષ્ણ વાણીમાં ને કેવા જલદ ઢાળમાં નીકળી પડી છે!

'પીયરીયું અત વા'લું રે ના મા,
ને જાઉં સાસરીએ રે'

'વઢીઆરી સાસુ'ના સંતાપ પણ એવી જ ભેદક ભાષામાં ગવાયા તે આગળ જોઇ ગયા છીએ. લાજ કાઢવી, પાણી ભરવાં, દળણાં દળવાં, અરે 'વહુ' એવું અળખામણું સંબોધન સાંભળવું, તે પીયરના શુષ્ક જીવનમાં મ્હાલતી દીકરીને ઝેરના ઘુંટડા જેવું વસમું લાગે છે. તેમ બીજી બાજુ કોઇ 'રંગભર રસિયા'ની રસિકા 'રાણી રાજવણ'ને સુખ સાંપડ્યાં હશે એટલે એણે તો 'તને વા'લું કોણ?' એ પ્રશ્નના ઉત્તરમાં સાસરા ને પીયર બન્ને ઉપર સરખી જ વ્હાલપની સરિતા વહાવી. પણ એવાં દ્રષ્ટાંત દેનારાં ગીતો તો વિરલ છે. સાસરીયાનાં કાળા ઘોળા રંગોની છાપ જોવી હોય તો લોક—ગીતોમાં પ્રત્યેક સ્વજનને માટે કેવાં વિશેષણો યોજ્યાં છે તે વાંચીએ:—

**સાસરો** : એટલે તો ડોલતો ડુંગર : રણમલ રાજીઓ : ગામનો ગરાસીઓ : ચોરાનો ચોવટીઓ : અરજણ ભીમ : એની લાજ કાઢયાની હામ થાય. એ બધાં તો મહત્તા સૂચવનારાં સંબોધનો. પણ કોઇ કોઇ વાર સસરાજી 'સૂળીનું ફુલ' પણ બની જાય છે. દાઝ ચડે ત્યારે 'સસરા માથે શિલા ઢળી' પણ કહેવાય છે.

**સાસુ** : સાંગામાચીએ બેસનારાં : ખળખળતી નદીએ ન્હાનારાં : સમદરની લે'ર (સમુદ્રની લહરી) : દેવ-દર્શને જનારાં : એમને પાયે પડયાની હોંશ થાય. એટલી એમની મોટપ : એટલી એમની પુજ્યભાવ પ્રેરનારી વૃદ્ધાવસ્થા : ત્યારે બીજી બાજુ એમના સ્વભાવનું કેવું દુઃખદ દર્શન અકકેક વિશેષણમાં થઇ રહે છે! એ તો નરજણ નાગણી : દળણાં દળાવનારી, વહુને ઓશીકે ઇંઢોણી અને પાંગતે સીંચણીયું મેલાવી પાછલે પરોડીયે પાણી ખેંચાવનારી: ઝઘડો માંડનારી : પુણીએ પુણીનો હિસાબ માગનારી : એને તો નાગણી ડસે ! એવી વધુ-હૃદયની જવાળાઓ કાવ્યોમાં સળગે છે.

**જેઠ** : ઘોડાંનો ખેલવનારો, અષાઢીલો મેહુલો, ધમ્મર વલોણું, એની હાજરીમા તો કુલિન વધુને

**' ઝીણું બોલ્યાની ઘણી હામ રે '**

પણ એની વસમી બાજુ યે ખરી. એટલે જ

**"સાસરીયામાં મારા જેઠજી ભુંડા,**
**"લાજડીયું કઢાવે રે, ના મા,**
**ને જાઉં સાસરીએ રે"**

**જેઠાણી** : મારી જોડીદાર : સવાય બેટડો ધવરાવતી : વાદળની વીજળી શી' : દૂધ દહીંના વાટકા જમતી: પણ જેઠાણી એટલે તો વાદરીયાં વદનારી પણ ખરી.

**દેર** : તો હસ્યા બોલવાનું ઠેકાણું : દડૂલા દોટાવતો હોય : દરિયા માંયલો દેરો : દેવળસંગના દેરા જેવો : નાનો દેરીડો એ તો લાડકો : વાટી ઘુંટીને મેંદીના વાટકા લાવે : લવીંગની લાકડી જેવો : તરવારના ઘા જેવો.

**દેરાણી** : ઢીંગલે ને પોતીએ રમતી : નાનેરૂં બાળ : દેરા માયલી પૂતળી જેવી : મારી જોડય. દેરાણીનું ચિત્ર સર્વત્ર નિર્દોષ, મધુર ને દયાપ્રેરક છે.

**નણંદ :** ઉડણ ચરકલી : એ તો આખરે

**" ઉડી જશે પરદેશ વાલા."**

સોનાની થાળીમાં જમનારી : લાડકવાયો : પીયરમાં રાડ કરામણ પણ ખરી : કટકડાના ઘોડા જેવી : કુટુંબમાં એનું સ્થાન, વહુ પાછળ નીમેલા જાસૂસનું છે.

**નણદોઈ :** વાડી માયલો વાંદરો : જટાળો જોગી : નણદોઇ બાવો બને અને નણંદ રઝળી પડે, એ તો ઘણીયે ભોજાઇઓની વાંછના હોય!

## ભાઇ–બ્હેન

પરંતુ કુટુંબ-સંસારનાં આ નવરંગી ચિત્રોમાંથી સર્વોપરિ ચિત્ર તો ભાઇ-બ્હેનના સ્નેહનું છે. પતિનો માર ખાઇને લોહીલોહાણ થયેલી પત્ની પીયર ચાલી આવે ત્યારે, ચોરે બેઠેલો દાદોજી, સાંગામાચીએ બેઠેલાં માતાજી અને બેટડો ધવરાવતાં ભોજાઈ તો પાધરો એવો જ પ્રશ્ન કરે છે કે

**" કાં રે દીકરી વગર તેડયાં આવ્યાં જો "**

દીકરીને પૂરા શ્વાસ પણ લેવા દીધા વગર, એને સુખદુઃખના સમાચાર પણ પૂછ્યા વગર સીધો સીધો આવા પ્રશ્નનો હુમલો શા માટે થાય છે ? એટલા માટે કે માવતરને તો પોતાની આબરૂ વ્હાલી છે. મૃગલી જેમ શિકારીઓથી ઘેરાય તેમ આવા આક્રમણ વચ્ચે વીંટળાયેલી દીકરી આખરે જ્યારે ભાઇની પાસે જાય છે, ત્યારે ભાઈ બોલી ઉઠે છે કે

**" ભલે રે બેની વગર તેડયાં આવ્યાં જો."**

એટલું જ નહિ, એ તો પોતાની સ્રીને આજ્ઞા કરે છે કે

**"ઉઠો વહુજી ઉનાં પાણી મેલો ને**
**સેંજલને ચોળીને નવરાવો જો."**

એ જ રીતે ભોજાઇએ દુભવેલી બ્હેનને પાછી વાળીને માડીજાયો બોલી ઉઠે છે

**"તારી ભાભીને પીયર વળાવું, તમે જન્મારો રીયો**
**મોહનરાયનું ઝૂમખડું રે."**

બાર બાર વરસ થયાં સાસરીમાં રીબાતી બ્હેનને મળવા માજણ્યો વેલ્ય જોડીને જાય છે અને પાણી ભરતી બ્હેન એ વિસરાયેલા વીરને કેવી રીતે ઓળખી કાઢે છે !

**ઓળખ્યો ઓળખ્યો રે માની આંખ્યુંની અણસાર,**
**બાપની બોલાશે વીરને ઓળખ્યો રે.**

અને પછી તો ભાઇનાં સ્વાગત : ભાઇની પથારી : આખી રાત એ પથારી પાસે બેસીને અંતરની કોથળી ઉઘાડી, કરેલી સુખદુઃખની વાતો : વેદનાભર્યા વીરે બ્હેનને પોતાના સાસરીયાં છોડીને પોતાની સાથે ચાલવા કરેલી વિનવણી : બોનાઇના ભયથી બ્હેને પાડેલી ના : વીરાને ભેટીને પછી દુઃખીયારી બ્હેને ભાદર નદીમાં કરેલો આપઘાત : કોઈ કાવ્યની અંદર વળી સાસુડીએ કે નણદી જહોદણીએ વીર બાંધવને ખવરાવેલાં વિષ : બ્હેનીબાઇનાં ધ્રુશકે ધ્રુશકે રૂદન : વગેરે આખો ઇતિહાસ અશ્રુથીંજ્યો છે. એમાંથી જ સ્વ. બોટાદકરનું "ભાઇબીજ" સરી પડ્યું ભાસે છે. ભાઇ–બ્હેનની સ્નેહ–કથાએ તો લોક-ગીતોમાં આરો આંક વાળ્યો છે બ્હેનને માથે સાસરીયામાં સિતમ થાય, તો તુરત જ બ્હેન કોઇ ઉડતા પંખીની સાથે સંદેશા મોકલાવે કે

**મારા વીરાને જઇને કે'જે રે,**
**વીરા બેનીજી દુઃખીયારાં રે     શામળીયાજી.**

એટલી જાણ થતાં તો

**વીરો સો રે ઘોડે સો હાથીએ**
**વીરે પાદર ડેરા તાણ્યા રે     શામળીયાજી.**

વીરો સૈન્ય લઇને ઉભો જ છે ! સમર્થ ભાઇ હોય તો શસ્ત્ર બાંધીને બ્હેનને ઉગારવા આવે, અને ગરીબ હોય તો ? તો સૈન્ય લઇને તેડવા આવે. આડી ઉંડી નદી હોય તો,

**"વીર કેડે લઈ તૂંબડાં બાંધો !**
**"વીર કેડે લઈ તુંબડાં બાંધો રે**
**"તુંબડલે તરતા આવો !"**

એ રીતે અંતર વેઠીને પણ આવે. અને બ્હેનને આંગણે કમોતે મરે

**બાળક**

લોક-જીવનમાં બાળકનું સ્થાન કેવું હતું? એ બતાવવા માટે (ર. ર. ભા. ૧) વાંઝણી માતા 'વાંઝીયા મેણાં' સહન ન થવાથી રાંદલ દેવીને મંદિરે જે ગદ્ગદિત પ્રાર્થના કરે છે તેને યાદ કરીએ. લીપેલા ગુંપેલા આંગણા ઉપર નાજૂક પગલીઓ પાડનારો, ઘંટીના થાળામાં લોટની શગ ચડેલી હોય તે પાડી નાખનારો, રસોઇ કરતી માતા પાસે નાનકડી ચાનકી માગનારો અને માતાના ધોયા ધફોયા સાડલાને ખુંદી ખરાબ કરનારો એક બાળક મળે! એ માતૃ-હૃદયની અમર ઝંખના છે. 'કીનખાપનાં ઘોડીયાં અને હીરની દોરી' જે ઘરમાં ન બંધાય તે ઘર લોકોને મન સ્મશાન હતું. સીમન્તનો મહિમા અને જન્મ-સમયની મંગળ વિધિઓ (**જનેતાના હૈયામાં:** પૃષ્ઠ ૩૪) કેવા સબળ ભાવે ગવાયેલ છે! પહેલા ખોળાનો બેટડો લઇને પીયરથી સાસરે ચાલી આવતી નારીનું આવું ચિત્ર કયો ચિતારો આલેખી જાણશે?

**ઘુઘરીયાળી વેલ્યમાં નાની વહુ આવે**
**ખોળામાં બાવન બેટડો ધવરાવતી આવે**
**દૂધે ભરી તળાવડી નવરાવતી આવે**
**ખોળામાં ખારેક ટોપરાં ચવરાવતી આવે**
**થાળ ભર્યો શગ મોતીએ વધાવતી આવે**

અને ત્યાર પછી તો આ બાલકનો મહિમા માપવા માટે આ વિભાગનાં દરેક હાલરડાં બસ થશે. એ તો કોઇ વિકારજન્ય વસ્તુ નથી, પણ દેવની દીધેલી અણમૂલ ભેટ છે, જીવનની લક્ષ્મી છે, એવું ગુંજન આ હાલરડાંમાંથી ઉઠે છે. એને નવરાવવો, ધવરાવવો, શણગારવો, સુવાડવો, જગાડવો, જમાડવો: એવી પ્રત્યેક ક્રિયાઓને આ ગીતોમાં ઉતારેલી છે. એને પોઢાડતી વેળા બાળ ગોપાળ શ્રી કૃષ્ણ પ્રભુનાં બાલવીરત્વ ગવાયાં છે. એનાં રીસામણાં મનામણાં પણ કવિતાની સામગ્રી થઇ પડેલ છે. સ્હેલાઇથી ન સુવે તેવા શિશુને પોઢાડતાં પોઢાડતાં એની માયાળુ જનેતા થાકતી નથી. એ તો

**હાલ્ય વાલ્ય ને હાંસી**
**લાડવા લાવશે ભાઈની માસી!**
**હાલ્ય વાલ્ય ને હડકલી**
**ભાઈને ઓઢવા જોવે રે ધડકલી!**
**ભાઈ મારો છે સાગનો સોટો**
**આવતી વહુનો ચોટલો મોટો!**

ઇત્યાદિ સો પચાસ અર્થશૂન્ય જોડકણાં શીઘ્રતાથી જોડયે જ જાય છે. પરંતુ એ દેખીતી અર્થશૂન્યતામાં લાલન પાલનનો અત્યંત મૃદુ રેશમી દોરો પરોવાતો જ આવે છે. બાળકને માટે તો લોક–હૃદયમાંથી સાદામાં સાદી રીતે મર્મવેધી મા–કાર થયો છે કે

> બાળકડું નવ મારીએ રે
> ઉંબરાનો રખેવાળ મારા વા'લા.

## લોકગીતોનું કાવ્યત્વ

કેટલે સુધી ખીલી શક્યું છે તેનું માપ તો વિવેચન–કળાના સર્વદેશીય ધુરંધરોને હાથે જ નીકળી શકે. ઉર્મિવશ આશકોના અધિકાર બહારનો એ પ્રદેશ છે. પરંતુ એટલી યાચના તો હોઇ શકે કે જો પશ્ચિમના મુલકોની વન–કવિતા–pastoral poetry–ને રસ–સાહિત્યના મંડપમાં તેમજ આપણા શિક્ષણ–ક્રમમાં માનવંત આસન છે, તો આ ગુર્જર ગોપ–ગીતો પણ એને પડખે બેસવા લાયક છે કે નહિ તેનો નિર્ણય ગુજરાતે કરવો ઘટે. પાશ્ચાત્ય ગોપ ગીતોની સાથોસાથ આ ગુર્જરી ગોપ–ગીતોનો comparative study–તુલનાત્મક અભ્યાસ કોલેજના યુવક યુવતીઓમાં યત્કિંચિત મંડાયો હોવાનું જાણ્યા પછી તો અત્રે એટલું ચીંધાડવાનો લોભ થઇ જાય છે કે

૧ Lyrical element–ઉર્મિગીતનું તત્વ તો આ સંગ્રહમાં લુંબી ઝુંબી રહ્યું જ છે.

૨. Longer narrative poetry–લાંબાં, વર્ણનાત્મક ચિત્રકાવ્યનાં પરમાણુઓ પણ 'રાણકદેવડી' જેવાં કોઇક ઐતિહાસિક કાવ્યોમાં બંધાયાં ભાસે છે. ઉર્મિઓને સંયમમાં રાખીને લોકજનતાએ ધીરજભર્યું કસબ કામ કે કોતરકામ કરવાની પોતાની કલાધરતા એવાં ઘટનાઓથી ભરપુર લાંબા કાવ્યોમાં પુરવાર કરી આપી છે. વાસ્તવિક તો, જે આંગળીઓ નાજુક ભરત ગુંથણ કરીને કંઇ કંઇ રંગોનું કે ચિત્રોનું ધીરૂં સંવાદિત્વ કેનવાસ ઉપર કે મોતીનાં તોરણો ઉપર ઉઠાવતી હતી, અને જે કંઠ–સ્વરો આટલા વિગતભર્યાં, સુવિકસિત અને સાંગોપાંગ મેળવાળાં શબ્દ–શિલ્પ કરી ગઈ છે, તે આંગળીઓ અને તે સ્વરો, બન્નેની પાછળ એનો એ. એકનો એકજ કલાવિધાની આત્મા ખરો હતો. બન્ને કલાપ્રદેશોમાં એજ કલાધરની કલા ગુંજતી હતી. એ બધી તો Unconscious–સ્વયંભૂ અને નૈસર્ગિક કલા હતી. કલાયુક્ત જીવનનું જ એ આવિષ્કરણ હતું. એટલે જ 'નગર સાસરે' (ર. રા. ભા. ૧)નો મર્મવેધી રાસડો

## "નગરથી બાનાં નાળીએર આવીયાં"

એવા લગ્નના ઉલ્લાસ સાથે આરંભાય છે; કરીયાવરની મહામૂલી તૈયારીઓ કરાવતી વિધવા રાજમાતા દેખાય છે: આખા નગરનું લોક જોવા મળે છે: કાકાબાપુ કરીયાવરમાં કાંઈ ઉણપ રહી હોય તો તે પૂછવા આવે છે: ઓશીયાળી રાજકુમારીને હૈયે એ છલકાતા સુખ વચ્ચે વિદેહી પિતા અને માડીજાયા ભાઈનો અભાવ સાલે છે. માથું ગુંથીને માતા મીઠડાં લે છે: 'દાજીરાજનો દીવડો' સાસરે સીધાવે છે: નવાનગરની બજારે પુત્રવધુ આટઆટલી પહેરામણી સાથે ચાલી આવે છે ત્યારે એના સાસરીયાના રાજમહેલમાં શો શો ઉછરંગ મચી રહ્યો છે! સાસરીનાં પ્રત્યેક સ્વજનો કેવી કેવી ઉર્મિઓ અનુભવે છે!

"ઓરડેથી બાની સાસુ જોઈ રહ્યાં,
"ક્યારે આવે ભાવેણાંનાં રાજ રે"

સાસુને તો બીજું કશું ય જોવાનાં નેત્રો નથી. એની આંખો, સ્ત્રી-પ્રકૃતિને સહજ એવી રીતે કેવળ 'રાજ'ને-સમૃદ્ધિને-કરીઆવરને જ ઝંખે છે; જ્યારે સાસરો

'ક્યારે આવે ભાવેણાનાં તેજ રે'

પોતાની પુત્રવધુને ભાવનગરનું 'તેજ' કહી, કુળલાજની ઉજ્જવલતા માગી રહ્યો છે. પરંતુ રાજકુમારીનો સાયબો પેલો કુમાર પોતાની અટારીમાંથી ડોકાઈને શાની વાટ જોઈ રહ્યો છે! એને નથી જોઈતું 'રાજ' કે નથી પરવા 'તેજ'ની. એ બે આંખો તો તલસે છે કે

'ક્યારે આવે ભાવેણાનાં રૂપ રે'

એમ એકેક શબ્દમાં ઉંડા ઉંડા મનોભાવોનો, નોખ નોખી પ્રકૃતિઓનો ધ્વનિ ઉતારી દીધો છે. અને ત્યાર પછી જ્યારે પુત્ર-વધુ આવી પહોંચે છે: રાજ તેજ અને રૂપના હિલોળા છુટયા છે: સુખનો મેરામણ હેલે ચડયો છે: શયનગૃહમાં પળે પળે વાટ જોઈ બેઠેલા સાયબાનું અંતર ધબકારા મારી રહ્યું છે: હમણાં બાલુ ભોજનથાળ લઈને આવતી સુંદરી મેડીનાં પગથીયાં ધણેણાવશે: ત્યારે બીજી બાજુ શી ઘટના બની જાય છે: સુંદરીમાં ઝેર અપાય છે:

**"સાતે શોકચુંની આપેલ ચુંદડી"**
**"ઓઢાડી ને કાળી પાડી ચીસ રે"**

એ ચીસ છેલ્લી હતી. પછી તો સોનલાવરણી બાની ન્હે બળે છે : અને રૂપલાવરણી બાની રાખ ઉડે છે : કેવી સચોટ Dramatic irony ! કેવું કલાવિધાન ! તદન યત્ન વિનાનું એ કલાવિધાન. ૪૦-૫૦ વર્ષ પૂર્વે ભાવનગરની સડક ઉપર ટીપણી ટીપનારી કોઇ વિસરાયલી મજૂરણના કંઠમાંથી અજરામર દેહ ધારણ કરીને બહાર પડેલી આ કૃતિ એ unconscious art નો આબાદ નમૂનો છે. પરંતુ એ કલાની પૂરેપૂરી ખીલાવટ લોક-ગીતોમાં નથી થઇ શકી. એ તો કોઇ પ્રેમાનંદની વાટ જોતી હતી.

૩. ધ્વનિ કાવ્ય, એ જો ઉચ્ચમાં ઉચ્ચ કોટિનું કાવ્ય ગણાતું હોય તો તેની કસોટી પર પણ ચડાવી શકાય તેવી વ્યંજનાત્મક કૃતિઓ પણ આ પ્રદેશમાં વેરાયલી પડી છે.

૪ થોડામાં થોડે શબ્દે જે સચોટ ચિત્રો જન્માવે, જેનો રણકાર કાનમાંથી ખસે નહિ, જેમાં શબ્દની વધઘટ સહન કરી શકાય નહિ, તે કાવ્યને સંસ્કારી કાવ્ય-વિવેચનાએ ઉત્કૃષ્ટ મનાવ્યું છે. જાપાની કવિતા પોતાની મિતભાષિતાને માટે કાવ્ય-સાહિત્યમાં પંકાય છે. તો લોકગીતોની અંદર 'રમકડાં'નું સ્થાન પણ ઉત્કૃષ્ટ જ હોઇ શકે. એ મદભરી કે દર્દભરી, મલપતી કે નૃત્ય કરતી એકેક અને બબ્બે પંક્તિઓએ અનેક અજરામર ચિત્રો આલેખ્યાં છે. જેમ કે

**"રમવા નીસરી, ચુંદડી વિસરી રે**
**"કાન તારે તળાવ, રૂમઝુમતી રમવા નીસરી.**

એમાં મસ્તીખોર પુષ્પધન્વાના પગની ઝાંઝરીના રૂમઝુમાટ મચેલા છે. અને ચુંદડી વગેરે આભરણોનું વિસ્મરણ તો તાદાત્મ્યનો મસ્ત ધ્વનિ કાઢે છે ! અથવા તો

**"નીંદરભરી રે ગુલાલે ભરી**
**"રે આજ મોરી અખીયાં નીંદરભરી"**

અને

"લાલ લાલ જોગી ભભુત લાલ જોગી રે
"ભભુત ભરેલ તારી આંખ લાલ જોગી રે"

એમાં કોઇ મસ્ત જોગીની ઘેનઘેરી અને અવધૂત દશા કેટલી સબળતાથી અંકાઇ ગઇ છે! અને હવે,

'વનમાં હીંડોળો બાંધીઓ, સખી શ્યામ બોલાવે,
'બાંધ્યો છે વડલાની ડાળ, ગિરધર લાલ બોલાવે"

અથવા

'શેના લોધા મારા શ્યામ
અબોલડા શેના લીધા રે'

કે એથી યે વધુ દીનતાભર્યું

"હું તો દાતણીયાં લઇને ઉભી રહી રે
"દાતણ ત્યાં કરજો મારી સગી નણંદના વીર જો!
"આછુડામાં જાજો જીવણ ઝીલવા રે"

એ ગીતોમાં છલોછલ આજીજી ને શરણાગતી ભરી દીધી છે. એ નાનકડા ગીતોને હવે વિશેષ કેટલાંક ટુંકાવી શકાશે? અથવા તો

"ઓલ્યા પાંદડાને ઉડાડી મેલો હો
પાંદડું પરદેશી."

એમાં પીયર રૂપી તરૂવરની ડાળે ઝુલતું દીકરી રૂપી પાંદડું: પવનના સૂસવાટાની માફક એને ઉપાડી જવા આવતાં સાસરીયાં: અને પરણ્યા પછી તો પરદેશણ જ બની ગયેલી એ કન્યાને ઝટપટ વિદાય કરી દેવા માટે, જુદાઇની કરૂણતાને વિનોદના રૂપમાં પલટી નાખવા મથી રહેલાં પીયરીયાં: એ બધાં ચિત્રો અતિ સબળ રંગે રંગાઇને આપણી આંખો સામે તરવરી રહે છે. અથવા તો

"સામે કાંઠે વેલડી આવે રે
આવતાં દીઠી વાલમીયા.

ઘડીક ઉભલા રે'તો રે
ચુંદડી લાગું વાલમોયા !

એમાં આઘેથી આવતા રથના વેગવંત ઘરઘરાટ સચોટ ઝીલાયા છે ! અને

"કાળી કાળી વાદળીમાં વીજળી ઝબૂકે;
કાનુડો ઘનઘોર !
"જોને કળાયલ બોલે છે મોર."

એ વર્ષા—વર્ણન અને

ઝીણા મોર બોલે આ નીલી નાઘેરમાં
નીલી નાઘેરમાં આ લીલી વનરાઈમાં.

માંહેલું લીલી નવપલ્લવ નાઘેર ભૂમિનું સમૃદ્ધિ વર્ણન અત્યંત ટૂંક છતાં તેટલું જ સજીવ છે.

આવાં મૃદુ પગલાં માંડતી એની એ જ લોક—કલ્પના કોઇ વાર જ્યારે ભવ્યતાના ભુવનમાં સંચરી છે, ત્યારે પ્રકૃતિના મહિમાવંત સ્વરૂપને પણ એણે પોતાની હથેળીમાં ગોટો ઝીલાય તેટલી સરલતાથી ઝીલેલું છે:

વનમાં ચોરી ચીતરી રામૈયા રામ,
ધરતીના કીધા બાજોઠ રે રામૈયા રામ
આભમાં નાખ્યો માંડવો રામૈયા રામ,
વીજળીની કીધી વરમાળ રે રામૈયા રામ.
નવલખ તારા જોઈ રીયા રામૈયા રામ,
પરણે પરણે સીતા ને શ્રી રામ રે રામૈયા રામ

## યુરોપનાં લોક-ગીતો

ગુજરાતના સાહિત્યકારોએ તો પોતાના આ સાહિત્ય-ધન સામે ગઇ કાલની સાંજ સુધી નહોતું જોયું, ત્યારે બીજી બાજુ યુરોપે તો

પોતાનાં ballads ની લોક-સામગ્રીને આજથી સૈકાઓ પૂર્વે પિછાની હતી. આજે તો એની શોધમાં કેટલા ય વિદ્વાનોએ ભેખ ધારણ કર્યા છે. એનો રાજસત્તાઓએ અને રસિક વર્ગે એની પાછળ દ્રવ્ય-ભંડાર વહેતા મૂક્યા છે. એની યુનીવરસીટીઓએ લોક-સાહિત્યને પોતાના શિક્ષણ-ક્રમમાં સત્કારી લીધું છે. એટલું જ નહિ પણ ખુદ આપણા તરૂણો યે આજે વિદ્યાલયોમાં યુરોપી લોક-સાહિત્યના પાઠ કરી રહ્યા છે.

યુરોપી Ballad એ આપણા રાસડાની જ પાશ્ચાત્ય પ્રતિકૃતિ છે. એનસાઇક્લોપીડીઆ બ્રીટાનીકા એનું નીચે મુજબ વર્ણન આપે છે:

### ઈંગ્લાંડના રાસડા*

"અસલ ફ્રેંચ ક્રિયાપદ baller to dance પરથી જ એ Ballad શબ્દ રચાયો છે. ગોળ કુંડાળે નૃત્ય કરતી મંડળીની ગતિના તાલ સાથે એકતાલ બનીને ગવાતું લોક-ગીત એટલે ballad: લોકોએ રચેલું, લોકોને માટે જ રચેલું અને લોકોની જ મુખ-પરંપરાએ ચાલ્યું આવતું એ ગીત એની શૈલી, રસ અને ઘટનાઓ પરત્વે તો આખા યુરોપના તમામ મુલ્કોમાં સર્વસામાન્ય જ હોય છે. આ લોક-ગીતોની સુંદરતાની -એની સચોટતાની અને નિત્ય-નવપલ્લવિતતાની તો, અંગ્રેજી સાહિત્યના નરી કૃત્રિમતાના યુગના કૃત્રિમમાં યે કૃત્રિમ વિવેચકોએ પણ તારીફ કરેલી છે. સર ફીલીપ સીડનીએ પણ એકરાર કર્યો છે કે "જ્યારે એક સુરદાસને મ્હોંયેથી મેં•...ગીત ગવાતું સાંભળ્યું ત્યારે તો એ ગીતે, કોઇ રણશીંગાના યુદ્ધનાદની માફક જ મારૂં રૂધિર તપાવી દીધું હતું."

* * *

"ગોવાળીયા અને ગોવાળણીઓએ બીજાં ઘણાં યે મીઠાં ગીતો ગાયાં, અને આ ગીતોની સ્વર્ગીય સુમિષ્ટ જમાવટ કર્યા પછી તેઓએ ગોળ કુંડાળે નૃત્ય આરંભ્યું." * * *

અને કેમ જાણે આપણાં જ લોક-ગીતોની ઉત્તમતા વર્ણવતો હોય તેમ આ વિવેચક લખી ગયો છે કે:-

"Ballads sprang from the very heart of the people, and flit from age to age, from lip to lip

---

*અંગ્રેજી લોક-ગીતો વિષેની તુલનાત્મક વિવેચના ર. રા. ભાગ ત્રીજાની પ્રસ્તાવનામાં લંબાણથી કરવામાં આવી છે. સંપાદક

of shepherds, peasants, nurses, of all class that continues nearest to the state of natural man. They make music with the plash of the fisherman's oars and the hum of the spinning-wheel, and keep time with the step of the ploughman as he drives his team. The country seems to have aided men in their making; the bird's note rings in them, the tree has lent her whispers, the stream its murmer, the village-bell its tinkling tune. The whole soul of the peasant class breathes in their burdens, as the great sea resounds in the shells cast up on the shores. Ballads are a voice from secret places, from silent peoples and old times long dead; and as such these stir us in a strangely intimate fashion to which artistic verse can never attain."

## ગ્રીસ દેશના રાસડા

Edmund Chambers નામનો અંગ્રેજ ગ્રંથકાર લખે છે કે

"From the beginnig, it would appear, the aryan shepherds who dwelt in the pastoral districts of Greece shared in some humble measure the gift of song which became such a wonderful thing amongst their more highly favoured kinsmen of Attica. Even to-day the folk-song of those regions is full of delicate fancies and honeyed cadences which are unfamiliar to the peasantry of other lands. The most complete development of this native popular poetry was reached by that branch of the nation which had migrated across the sea to the sunny shores of Sicily. There was the ideal country for the shepherd life; no chill turnip-fields or desolate downs, such as are our English pastures, but patches of rich meadow hollowed in the hills, with an out-

look over the blue and laughing Mediterranean; cool caves overgrown with tangles of tendrilled vine; soft beds of yellow cytisus and fragrant violet; clear springs bubbling up among tufts of myrtle and narcissus. There the cicala chirped at noonday, and the languid brown-limbed men and maidens kept watch over their little flocks of oxen or sheep or goats monotonously from dawn to eve. A land of immanent haunting deities. At the yearly festivals of these deities the sheperds gathered themselves together to make merry, and extemporized chant after chant, now filled with rough but good-humoured satire, now telling sweetly the old legends of the country-side, or of rustic love-making, or the simple incidents of the pastoral life."

## સુધારો

પાનું ૧૪૭ : 'વઢીયારી સાસુ' : પંક્તિ ચોથી:
**'આણાં મોકલે' ને બદલે "પાણીડાં મોકલે"**

૧૪

## દેવનાં દીધેલાં

[માતા ગાય છે કે હે બેટા ! તું તો દેવની દીધેલ દોલત છે. તું તો મારા ઘરનું સુગંધી ફુલ છે. તું તો મારૂં સાચું નાણું છે. તારા માટે તો મેં શિવપાર્વતીજીને પ્રસન્ન કર્યાં અને હનુમાનજીને પણ તેલ ચડાવ્યાં. એવો તું તો મહામૂલો છે. માટે તું આ સંસારમાં દીર્ઘાયુષ્ય ભોગવજે !]

§

તમે મારાં દેવનાં દીધેલ છો,
તમે મારાં માગી લીધેલ છો,
આવ્યાં ત્યારે અમર થઇને રો' !

મા'દેવ જાઉં ઉતાવળી ને જઇ ચડાવું ફુલ;
મા'દેવજી પરસન થીયા ત્યારે આવ્યાં તમે અણમૂલ.

તમે મારૂં નગદ નાણું છો,
તમે મારૂં ફુલ વસાણું છો,
આવ્યાં ત્યારે અમર થઇને રો' !

મા'દેવ જાઉં ઉતાવળી ને જઇ ચડાવું હાર,
પારવતી પરસન થીયાં ત્યારે આવ્યા હૈયાના હાર
—તમે મારૂં નગદ૦

હડમાન જાઉં ઉતાવળી ને જઈ ચડાવું તેલ,
હડમાનજી પરસન થીયા ત્યારે ઘોડીયાં બાંધ્યાં ઘેર

તમે મારાં દેવનાં દીધેલ છો,
તમે મારાં માગી લીધેલ છો,
આવ્યાં ત્યારે અમર થઇને રો’!

*

*ચીચણ પાસે પાલડી ને ત્યાં તમારી ફઇ;
પાન સોપારી ખાઇ ગઇ કંકોતરીમાંથી રહી—તમે મારાં૦

*ભાવનગર ને *વરતેજ વચ્ચે રે’ બાળુડાની ફઇ;
બાળુડો જ્યારે જલમીયો ત્યારે ઝબલા ટોપીમાંથી ગઇ—તમે મારાં૦

*ગમે તે નામ મૂકીને માતા થોડો વિનોદ કરી લે છે.

૨ ✓

## પોઢોને!

હાં હીંચોળું ને હાં હાં કરૂં તમે પોઢોને;
ઘડી જાવને ઘોડીયા માંય અંબર તમે ઓઢોને!

હાં હીંચોળું ને હાં હાં કરૂં તમે પોઢોને;
મારા લાડકવાયા લાલ પીતાંબર ઓઢોને!

હાં હીંચોળું ને હાં હાં કરૂં તમે પોઢોને;
મારે દો’વી છે કાંઇ ગાય અંબર તમે ઓઢોને!

હાં હીંચોળું ને હાં હાં કરૂં તમે પોઢોને;
મારે ઘરમાં છે ઘણું કામ અંબર તમે ઓઢોને!

૩

## બહુ વા'લો

પોઢોને મારા હરિ હાલો હાલો!
તું તો રે તારા બાપને બહુ વા'લો–પોઢોને૦
તું તો રે તારી માતાનો લાલો–પોઢોને૦

મળવાને આવશે વ્રજ તણા બાળા,
તે તો રે લાવશે ફુલડાંની માળા,
તું તો રે તારા કાકાને બહુ વા'લો–પોઢોને૦

મળવા રે આવશે ગોકુળની ગોપી
તે તો રે લાવશે ફુલડાંની ટોપી
તું તો રે તારી માતાનો લાલો–પોઢોને૦

મળવા રે આવશે મામો ને મામી,
તે તો રે ભમ્મર તાણી રે'શે સામી,
તું તો રે તારા મામાને બહુ વા'લો–પોઢોને૦

૪

## હાલરડું વા'લું

બાળકને હાલરડું વા'લું!
કાન કુંવરનું હાલરડું વા'લું.
મીઠા મોહનનું હાલરડું વા'લું.

છાનો મારા વીર,
ભરી આવું નીર,
પછી તારી દોરી તાણું—બાળકને૦

સાવ રે સોનાનું તારૂં પારણીયું ને
સોનાની સળીએ કાન
હેતે નાખું તુંને હીંચકો
મારો ભૂદરો ભીને વાન—બાળકને૦

જળ ભરીને આવું નિમષમાં
(પછી) તાતે જળે નવરાવું,
રૂડે રૂમાલે લૂઈ કરી
પછી ઉંબર લઇ ધવરાવું—બાળકને૦

ડાબા તે હાથમાં દોરડી ને
જમણા હાથમાં માળા,
ચુપ કરને તું છોકરા
હવે મેલ્ય ધાઙ્યાના ચાળા—બાળકને૦

કાઢા તે ઘઉંની રોટલી ને
માથે માળવીઓ ગોળ,
ચોળી ખવરાવું તુને ચૂરમું
પછી ઝૂલાવું તારા હીંડોળ—બાળકને૦

અટલસની તારી આંગડી ને
માથે નીલમની ટોપી,
મોટો રોપાવું તારો માંડવો
પરણાવું ગોકૂળની ગોપી—બાળકને૦

માથે મેવાડાં મોળીયાં ને
કુંડળ ઝળકે કાન,
મરકલડે જુગ મોહી રીયા
મારો કાનો ભીનલે વાન—બાળકને૦

છાનો રે ચપ,
છાનો રે ચપ,
પછી તારી દોરી તાણું
બાળકને હાલરડું વા'લું.

કાન કુંવરનું હાલરડું વા'લું !
મીઠા મોહનનું હાલરડું વા'લું !

૫

## બાળા પોઢોને !

[પૂતળી અને મોરલા વડે શોભીતા પારણામાં સુવાડતાં છતાં યે બાળક પોઢતું નથી. વ્હાલઘેલી માડીને તો બેય વાતે દુઃખ ! બાળક જાગે તો યે દુઃખ, ને ઉંઘવા માંડે તો ય દુઃખ ! ઉચાટ થાય, વ્હેમ આવે, પાડોશણો પાસે દોડી દોડી પૂછે ! એના માથા પરથી મીઠું ઉતારે.]

§

સાવ રે સોનાનું મારૂં પારણીયું ને
ઘુઘરીયે ઘમકાર બાળા પોઢોને !

ચાર પાયે ચાર પૂતળીયું ને
મોરવાયે બે મોર બાળા પોઢોને !

સૂવડાવ્યા સૂવે નહિ રે
આ શાં કળજગ રૂપ બાળા પોઢોને !

જેમ તેમ કરી બાળ સુવારીયાં રે
કરવાં ઘરનાં કામ બાળા પોઢોને !

કામ કાજ કરીને ઉભાં રીયાં રે
તોય ન જાગ્યાં બાળ બાળા જાગોને !

બાઇ રે પાડોશણુ બેનડી રે
હજી નો જાગે બાળ બાળા જાગોને !

બાઇ તારૂં બાળક બીનું છે રે
લાવો ઉતારીએં લૂણુ બાળા જાગોને !

સરખી સાહેલી ભેળી થઇને રે
જગાડયાં નાનાં બાળ બાળા પોઢોને !

૬

## વીર ! સૂઇ જા

સૂઇ જા રે સૂઇ જા !
કોડીલા કુંવર સૂઇ જા !
લાડકડા વીર સૂઇ જા !

તું રોઇશ તો
તારી માતાજી મુંઝાશે,
વીર ! સૂઇ જા !
કોડીલા કુંવર સૂઇ જા !
લાડકડા વીર સૂઇ જા !

તારા દાદાજી દુઃખાશે
વીર ! સૂઇ જા !
કોડીલા કુંવર સૂઇ જા !
લાડકડા વીર સૂઇ જા !

તારા કાકાજી કચવાશે
વીર ! સૂઇ જા !
કોડીલા કુંવર સૂઇ જા !
લાડકડા વીર સૂઇ જા !

તારી ફઇબા ફાળે થાશે
વીર ! સૂઇ જા !
કોડીલા કુંવર સૂઈ જા !
લાડકડા વીર સૂઇ જા !

તને રામજી રમાડે
તને લક્ષ્મણજી લડાવે
વીર ! સૂઇ જા !
કોડીલા કુંવર સૂઇ જા !
લાડકડા વીર સૂઈ જા !

તને સીતાજી સુવરાવે
તને જશોદાજી ઝુલાવે
વીર સૂઈ જા !
કોડીલા કુંવર સૂઈ જા !
લાડકડા વીર સૂઈ જા !
સૂઈ જા વીર સૂઈ જા !

૭ ✓

## નીંદરડી તું આવે જો

નીંદરડી તું આવે જો આવે જો !
મારા બચુ તે ભાઈ સારૂ લાવે જો–નીંદરડી૦
તું પેંડા પતાસાં લાવે જો–નીંદરડી૦
મારા બચુ તે ભાઈ સારૂ લાવે જો–નીંદરડી૦
તું ખારેક ટોપરૂં લાવે જો–નીંદરડી૦
મારા બચુ તે ભાઈ સારૂ લાવે જો–નીંદરડી૦
તું બદામ મિસરી લાવે જો–નીંદરડી૦

૮

## હાલો વા'લો રે

હાલો રે વા'લો રે
કાન કરસન કાળો
હરિને હીંચકો વાલો.

શામળી સૂરત શામળો વા'લો હાં હાં હાં
રંગમાં રૂપાળો,
માતા જશોદા એમજ કે' મારો
મોરલી ધજાળો !
ભાઇ ભાઇ મોરલી ધજાળો !
હાં....હાં મોરલી ધજાળો !
ઓળોળોળો હાલ્ય હાલૂડા હાલ્ય-
હાલો રે વા'લો ર૦

હતું ઇ તો છતું કીધું હાં હાં હાં
કાનજી તારૂં કામ;
વારી ને વરમાંડ ડોલ્યાં,
મેવાડો મસ્તાન !
ભાઇ ભાઇ મેવાડો મસ્તાન !
હાં....હાં મેવાડો મસ્તાન !
ઓળોળોળો હાલ્ય હાલૂડા હાલ્ય-
હાલો રે વા'લો ર૦

પરથમ તો ધોબીડાં લૂંટયા હાં હાં હાં
જોયું મથુરા ગામ,
મામા કંસને મારતાં કાંઇ
વરત્યો જેજેકાર !
ભાઇ ભાઇ વરત્યો જેજેકાર !
હાં....હાં વરત્યો જેજેકાર !
ઓળોળોળો હાલ્ય હાલૂડા હાલ્ય-
હાલો રે વા'લો ર૦

પાતાળે જઈને કાના હાં હાં હાં
નાથ્યો કાળી નાગ;
પોયણુ કેરે પાંદડે કાંઇ
પોઢયા દીનોનાથ !
ભાઇ ભાઈ પોઢયા દીનોનાથ !
હાં....હાં રે પોઢયા દીનોનાથ !
ઓળોળોળો હાલ્ય હાલૂડા હાલ્ય–
હાલો રે વા'લો રે૦

દોટ મેલીને દડો લીધો હાં હાં હાં
વનમાં પાડી વાટ;
માતા જશોદાએ હાલરડું ગાયું
ઉગમતે પરભાત !
ભાઇ ભાઇ ઉગમતે પરભાત !
હાં....હાં રે ઉગમતે પરભાત !
ઓળોળોળો હાલ્ય હાલૂડા હાલ્ય–
હાલો રે વા'લો રે૦

ચણ્યા કેરો છોડ મગાવું હાં હાં હાં
ઓળા પડાવું;
બાળા કાના છાનો રે'ને
ગુંજાં ભરાવું !
ભાઇ ભાઇ ગુંજા ભરાવું !
હાં....હાં રે ગુંજા ભરાવું !
ઓળોળોળો હાલ્ય હાલૂડા હાલ્ય–
હાલો રે વા'લો રે૦

શેરડી કેરા સાંઠા મગાવું હાં હાં હાં
પાળીએ છોલાવું;
બાળા કાળા છાનો રે'ને
ગુંજા ભરાવું!
ભાઇ ભાઇ ગુંજા ભરાવું!
હાં....હાં રે ગુંજા ભરાવું!
ઓળોળોળો હાલ્ય હાલૂડા હાલ્ય–
હાલો રે વાં'લો રે૦

શામળી સૂરત શામળો વાન હાં હાં હાં
રંગમાં રૂપાળો;
માતા જશોદા એમ જ કે' મારો
મોરલી ધજાળો!
ભાઇ ભાઇ મોરલી ધજાળો!
હાં....હાં મોરલી ધજાળો!
ઓળોળોળો હાલ્ય હાલૂડા હાલ્ય–

હાલો રે વા'લો રે
કાન કરસન કાળો
બાળાને હીંચકો વા'લો!

૯

## હાં...હાં હાલાં!

હાલ્ય વાલ્ય ને હાંસીનો
રાતો ચૂડો ભાઇની માશીનો

માશી જ્યાં છે માળવે,
ભાઈનાં પગલાં રે જાળવે.
હાં....હાં હાલાં !

હાલ્ય વાલ્ય ને હાંસી
લાડવા લાવશે ભાઈની માશી,
માશી જ્યાં છે મ'વે,
લાડવા કરશું રે હવે.
હાં....હાં હાલાં !

હાલ્ય વાલ્ય ને હલકી
આંગણે રોપાવો રે રૂડી ગલકી;
ગલકીનાં ફુલ છે રાતાં
ભાઈના કાકા મામા છે માતા;
મામાને માથે રે મોળીયાં,
ભાઈનાં ઉતરાવશે હીંગળોકીયાં ઘોડીયાં.
હાં....હાં હાલાં !

હાલ્ય વાલ્ય ને હેવૈયો,
ભાઇને ભાવે રે લાડુ સેવૈયો;
સેવૈયો પડયો છે શેરીમાં,
ભાઇ તો રમશે મા'દેવની દેરીમાં;
દેરીએ દેરીએ દીવા કરૂં,
ભાઇને ઘેરે તેડાવી વીવા કરૂં;
વીવા કરતાં લાગી વાર,
ભાઇના મામા પરણે બીજી વાર.
હાં....હાં હાલાં!

હાલ્ય વાલ્યના રે હાકા,
લાડવા લાવે રે ભાઈના કાકા.
હાં....હાં હાલાં!

હાલ્ય વાલ્ય ને હુવા,
લાડવા લાવે રે ભાઈના ફુવા;
ફુવાના શા છે ફોક,
લાડવા લાવશે ગામનાં લોક;
લોકની શી પેર,
લાડવા કરશું આપણે ઘેર;
ઘરમાં નથી ઘી ને ગોળ
લાડવા કરશું રે પોર;
પોરનાં ટાણાં વયાં જાય,
ત્યાં તો ભાઈ રે મોટો થાય.
હાં....હાં હાલાં!

હાલ્ય વાલ્ય ને હેલ્ય,
વગડે વસતી રે ઢેલ્ય;
ઢેલ્યનાં પગલાં રે રાતાં,
ભાઈના કાકા મામા છે માતા.
હાં....હાં હાલા!

હાલ્ય વાલ્ય ને હડકલી,
ભાઈને ઓઢવા જોવે ધડકલી.
હાં....હાં હાલાં!

ભાઈ મારો છે વણઝારો,
સવા શેર સોનું લઈ શણગારો;

સોનું પડ્યું છે શેરીમાં,
ભાઇ મારો રમશે મા'દેવજીની દેરીમાં.
હાં....હાં હાલાં !

ભાઇને દેશો નૈ ગાળ,
ભાઇ તો રીસાઇ જાશે મોસાળ;
મોસાળે મામી છે જૂઠી,
મોકો લઇને રે ઉઠી;
ઘોકો પડયો છે વાટમાં,
ને ભાઇ રમે રે હાટમાં.
હાં....હાં હાલાં !

ભાઇ મારો છે ડાયો,
પાટલે બેસીને રે નાયો;
પાટલો ગ્યો રે ખસી,
ભાઇ મારો ઉઠયો રે હસી.
હાં....હાં હાલાં !

ભાઇ મારો છે સાગનો સોટો,
આવતી વહુનો ચોટલો મોટો.
હાં....હાં હાલાં !

ભાઇ મારો છે લાડકો,
જમશે ઘી સાકરનો રે વાટકો;
ઘી સાકર તો ગળ્યાં
ભાઇના વેરીનાં મ્હોં બળ્યાં;
ઘી સાકર ખાશે મારા બચુભાઇ,
વાટકો ચાટે રે મીનીબાઇ.
હાં....હાં હાલાં !

ભાઇ મારો છે રે રાંક,
હાથે સાવ સોનાનો છે વાંક;
વાંકે વાંકે રે જાળી,
ભાઇની સાસુ છે કાળી !
વાંકે વાંકે રે ઘુઘરી,
ભાઇની કાકી મામી છે સુઘરી !
વાંકે વાંકે મોતી થોડાં,
ભાઇને ઘેરે ગાડી ને ઘોડાં;
ઘોડાંની પડઘી વાગે,
ભાઇ મારો નીંદરમાંથી જાગે;
ઘોડાં ખાશે રે ગોળ,
ભાઇને ઘેરે હાથીની રે જોડ.
હાં....હાં હાલાં !

ભાઇ મારો છે ગોરો,
એની ડોકમાં સોનાનો રે દોરો;
દોરે દોરે રે જાળી,
ભાઇની કાકી રે કાળી.
હાં....હાં હાલાં !

ભાઇ મારો રે અટારો,
ઘી ને ખીચડી રે ચટાડો;
ઘી ને ખીચડી લૂખી,
ભાઇના પેટમાં રે દુઃખી !
હાં....હાં હાલાં !

ભાઇ ભાઇ હું રે કરૂં,
ભાઇની વાંસે ભૂલી ફરૂં;

ભાઇને કોઇએ દીઠો,
ફુલની વાડીમાં જઇ પેઠો;
ફુલની વાડી વેડાવો,
ભાઇને ઘેરે રે તેડાવો.
હાં....હાં હાલાં !

હડય તૂતૂડા હાંકું,
ભાઇને રોતો રે રાખું;
તૂતૂડાં જાજો દૂર,
ભાઇ તો શીરાવશે દૂધ ને કૂર;
દૂધ ને કૂર તો લાગે ગળ્યાં,
ભાઇના આતમા રે ઠર્યા;
હડય તૂતૂડાં હસજો,
વાડીમાં જઇને રે વસજો.
હાં....હાં હાલાં !

૧૦

## સૈયરમાં રમે

ધુંબડી સૈયરમાં રમે
ધુંબડી કાજળની કોર
ધુંબડી આંબાની છાંય —ધુંબડી૦

ગા દોવાને ગોણીઓ
ઉપર તાંબડી ધુંબડ જાઇને કાજે—ધુંબડી૦

ધોરાજીનો ઢાલીઓ
પાટી હીરની ધુંબડ જાઇને કાજે—ધુંબડી૦

શેરીએ રમે
સહુને ગમે
ધુંબડી સૈયરમાં રમે.

ફળીએ રમે
ફઇને ગમે
ધુંબડી સૈયરમાં રમે.

બારીએ રમે
બાપને ગમે
ધુંબડી સૈયરમાં રમે.

મેડીએ રમે
માને ગમે
ધુંબડી સૈયરમાં રમે.

બા'ર રમે
બે'નને ગમે
ધુંબડી સૈયરમાં રમે.

૧૧

## દાદાની દીકરી

મારા વાડામાં એરડો દાદા
લાંબી લાંબી કાતળી દાદા
લાંબી લાંબી કાતળી.

એવી રૂપાળી કાતળી દાદા
માંડવડો રોપાવશું દાદા
માંડવડો રોપાવશું.

એવો રૂપાળો માંડવો દાદા
વેકરડી પથરાવશું દાદા
વેકરડી પથરાવશું.

એવી રૂપાળી વેકર દાદા
ઘંટુડે ભરડાવશું દાદા
ઘંટુડે ભરડાવશું.

એવો રૂપાળો લોટ દાદા
લાડુડી વળાવશું દાદા
લાડુડી વળાવશું

*એવા રૂપાળા લાડવા દાદા
કોરી ગાગરમાં ભરશું દાદા
કોરી ગાગરમાં ભરશું.

* પાઠાન્તર :

એવા રૂપાળા લાડુ દાદા
વીરાને જમાડશું દાદા
વીરાને જમાડશું.

એવો રૂપાળો વીરો દાદા
બે'નને તેડવા જાશે દાદા
બે'નને તેડવા જાશે રે

એવી રૂપાળી બે'ની દાદા
બેડલે પાણી ભરશે દાદા
બેડલે પાણી ભરશે

એવું રૂપાળું બેડલું દાદા
કાળી ભીંપરે ફોડશું દાદા
કાળી ભીંપરે ફોડશું

• • •

એવી રૂપાળી ગાગર દાદા
વેલ્યને ગંઠે બાંધશું દાદા
વેલ્યને ગંઠે બાંધશું.

એવી રૂપાળી વેલ્ય દાદા
સૂરજ સામી જોડશું દાદા
સૂરજ સામી જોડશું.

એવો રૂપાળો સૂરજ દાદા
મોતીડે વધાવશું દાદા
મોતીડે વધાવશું.

એવાં રૂપાળાં મોતી દાદા
બેનની ડોકે બાંધશું દાદા
બેનની ડોકે બાંધશું.

એવી રૂપાળી બેન દાદા
સાસરીએ વળાવશું દાદા
સાસરીએ વળાવશું.

એવું રૂપાળું સાસરૂં દાદા
*ઢાચકે પાણી ભરશું દાદા
ઢાચકે પાણી ભરશું.

એવું રૂપાળું ઢાચકું દાદા
કાળી છીપરે ફોડશું દાદા
કાળી છીપરે ફોડશું.

એવી રૂપાળી છીપર દાદા
હળદરડી વટાવશું દાદા
હળદરડી વટાવશું.

---

* બેડલે

એવી રૂપાળી હળદર દાદા
દેરની મૂછે ભૂંસશું દાદા
દેરની મૂછે ભૂંસશું.
એવી રૂપાળી મૂછ દાદા
ઉંદરડાની ઘુંશ !

૧૨

## આવજો માવા !

મારે ઘેરે આવજો માવા,
સવારે ઢેબરૂં ખાવા.

સવારે ઉઠીને જાવું નંદ તણે દરબાર,
માતા જશોદા કાન જગાડો, મંદર મારે આવ—મારે૦

પીતળ લોટા જળભર્યા ને દાતણ દાડમી દેશ,
કાનજી રે તારૂં મુખ લૂવાને રેશમી રૂમાલ દેશ—મારે૦

ત્રાંબાકુંડી જળભરી ને અંઘોળ વેળા થઇ,
કાનજી રે તારૂં ડીલ લૂવા હું રેશમી પાંભર દેશ—મારે૦

બાજરા કેરાં ઢેબરાં કરૂં ને તળતાં મેલું તેલ,
આથણું, પાપડ, કાચરી, ઉપર દહીંનું દડબું મેલ—મારે૦

હરિ બંધાવું હીંચકો ને હીરલા દોરી હાથ,
હળવે હળવે હીંચકો નાખું પોઢો દીનાનાથ—મારે૦

માંરે આંગણુ વાડીયું માવા, ચોખલીઆળી ભાત,
ઉનો ઉનો પોંક પાડું ને ખોબલે પીરસું ખાંડ—મારે૦

૧૩

## મારી ગાવડી દોવા

લગારેક નંદના છૈયા રે
આવ્યે મારી ગાવડી દોવા!

મારી ગા તો તુજને હળી ને તુજને દોવા દે
રોજનો પૈસો રોકડો માવા મુખડે માગી લે
—લગારેક૦

ખડ પૂળો ને ખાણુ નીરૂં, આડડી ઉભી રહું,
કાનજી રે મારી આળ કરો તો જશોદા માને કહું
—લગારેક૦

હાં કરે હીંહોરા કરે ખડ પૂળો નો ખાય,
પ્રેમ કરૂં તોય પાટુ મારે એને કોણુ દોવાને જાય
—લગારેક૦

૧૪

## વાછડલી હરેડી

વાછડલી હરેડી રે
રામ! તારી વાછડલી હરેડી!

ઇ રે વાછડલીને ખીલા રે જોશે,
કેળ્યના ખીલા ખોડો રે—રામ૦

ઇ રે વાછડલીને મોરી રે જોશે,
હીરની મોરીચું ગંઠો રે–રામ૦

ઇ રે વાછડલીને પાણી પાવા છોડી,
ભર્યાં સરોવર ફોડયાં રે–રામ૦

ઇ રે વાછડલીને ચરવા રે છોડી,
પટેલનાં ખેતર ભેળ્યાં રે–રામ૦

ઇ રે વાછડલીને દો’વા રે બેઠી,
નવ નવ ગોણીયાં ફોડયાં રે–રામ૦

ઇ રે વાછડલીની છાશ કરવા બેઠી,
નવ નવ નેતરાં તોડયાં રે–રામ૦

ઇ રે વાછડલીનાં ઘી વેચવા હાલી,
*વરતેજના વાણીયા વઢીયા રે–રામ૦

---

* કોઈ પણ ગામનું નામ મૂકાય છે.

૧૫

## ગાવડી દો !

ગાવડી દો ગોપાળ લાલ !
ગાવડી દો ગોપાળ લાલા, મારે અયણું નૈ રેવાય રે
ગાવડી દો ગોપાળ લાલ !

એવી પરભુ મને ગાવડી દો
 મને ત્રણુ ટાણું દૂધ પાય રે—ગાવડી૦

મુંજી ગોરી અને માંકડી દેજો
 મારૂં મન લીલડીએ લલચાય રે;
એવી પરભુ મને ગાવડી દેજો
 કે વાછડીએ વીંયાય રે—ગાવડી૦

મોરી સોતી આપજો માવા
 (મારાથી) ખીલા નૈ ખોડાય રે;
એવી પરભુ મને ગાવડી દેજો
 કે આફરડી બંધાય રે—ગાવડી૦

ખડ પૂળો ને ખાણુ દેજો
 (મારાથી) ઉભું નૈ થવાય રે;
એવી પરભુ મને ગાવડી દેજો
 કે આફરડી દોવાય રે—ગાવડી૦

નેણુ કસુંબી નેતરાં દેજો
 મારાથી છાશું નહિ ફેરાય રે;
એવી પરભુ મને ગાવડી દો
 ઘીનાં ડાબરીયાં ભરાય રે—ગાવડી૦

ખડ ખવરાવી પાણી પાજો
 (મારાથી) ઉભું નૈ થવાય રે;
પુરષોતમજી નીરજો પૂળા
 ગુણુ નરસૈયો ગાય રે—ગાવડી૦

૧૬

## કાંગ લ્યો

કાંગ ખેતર ગ્યાંતાં રે ગોરી કાંગ લ્યો !
ઉભાં ઉભાં કાંગ લ્યો
બેઠાં બેઠાં કાંગ લ્યો
કાંગ લેૃવા ગ્યાં'તાં રે ગોરી કાંગ લ્યો !

ચાલતાં ચાલતાં કાંગ લ્યો
ધબડ ધોબા કાંગ લ્યો
કાંગ ખેતર ગ્યાં'તાં રે ગોરી કાંગ લ્યો !

ટોપલો ભરી કાંગ લ્યો
ખોબલો ભરી કાંગ લ્યો
કાંગ ખેતર ગ્યાં'તાં રે ગોરી કાંગ લ્યો !

સુપડી ભરી કાંગ લ્યો
ખોઇ ભરી કાંગ લ્યો
કાંગ લેવા ગ્યાં'તાં રે ગોરી કાંગ લ્યો !

૧૭

## ભોળી જમના

સોનલા ઇંઢાણી રે ભોળી જમના
રૂપલાનું બેડું રે ભોળી જમના

વીશ બેડાં ભરિયાં રે ભોળી જમના
એક બેડું ખાલી રે ભોળી જમના
ત્યાં તો બાળ ઉઠયાં રે ભોળી જમના
કેમ દોરી તાણી રે ભોળી જમના
આમ દોરી તાણી રે ભોળી જમના
પછી ખેતર ગ્યાં'તાં રે ભોળી જમના
ત્યાં તો હરણુ આવ્યાં રે ભોળી જમના
કેમ હરણુ ઠેકે રે ભોળી જમના
આમ હરણુ ઠેકે રે ભોળી જમના

૧૮

## બેની ! મારો કાનો !

કાનો કાળજડાની કોર છે
  બેની ! મારો કાનો કાળજડાની કોર છે.

લીલી ટોપી ને માથે મોર છે,
  બેની ! મારો કાનો કાળજડાની કોર છે.

  વનમાં કાનો દાતણુ મગાવે
  વનમાં દાતણીયાંની છોળ છે—બેની૦

વનમાં કાનો નાવણુ મગાવે
વનમાં નાવણીયાંની છોળ છે—બેની૦

વનમાં કાનો ભોજન મગાવે
વનમાં ભોજનીયાંની છોળ છે—બેની૦

વનમાં કાનો પોઢણુ મગાવે
વનમાં પોઢણીયાંની છોળ છે—બેની૦

૧૯

## મારી ઘંટી

ઘંટી મારી આરણુ કારણુ રે
ઘંટી મારી હૈયા ધારણુ રે

ઓશીકે ઓધવજી બેઠા રે
પાટલીએ પરભુજી બેઠા રે

ગાળે ગોવિંદજી બેઠા રે
હાથે હનુમાનજી બેઠા રે

થાળામાં શિવજી બેઠા રે
પૈયે પરષોતમ બેઠા રે

સુપડે સાળગરામની સેવા રે
મીઠા બાજરાના મેવા રે

૨૦

## કીડીબાઇની જાનમાં

હાલો કીડીબાઇની જાનમાં
રે ખાશું ચોખા ને ખાંડ!
મોટે પંખીડે વીવા આદર્યો.

ગધેડાને મેલ્યો બાલમાં
રે લાવ્યો ગોરડીયા ઘઉં—હાલો૰

ઉંઝયુંને મેલી ઉંડમાં
રે લાવી ઘેવરીયાં ઘી—હાલો૰

મકોડાને મેલ્યો માળવે
રે લાવ્યો માળવીઓ ગોળ—હાલો૰

મોરે તે માંડવા રોપીઆ
રે તેતર બાંધે તોરણુ—હાલો૰

વઇ બેઠી વડાં કરે
રે કાબર સીંચે છે તેલ—હાલો૰

ચકલો તે આવ્યો ચાખવા
રે મીઠું થોડેરૂં થાય—હાલો૰

ડેડકો કહે હું ડાંખરો
રે મુને ઢગલો સીવડાવ્ય—હાલો૰

સમળી તે બેઠી સૂચવે
રે મને ઘરચોળું આપ—હાલો૰

ઘુંરચુંને પગે ઘૂઘરા
રે એના વાગે ઘમકાર—હાલો૦

બગલો ચાલ્યો રીસામણે
રે બેઠો દરિયાને બેટ—હાલો૦

મીની હાલ્યાં મનામણે
રે કરડી ખાધી છે ડોક—હાલો૦

ગામને પટેલીએ પૂછીયું
રે મીની મોઢે શાં લોહી—હાલો૦

ગ્યાં'તાં વેવાયુંને માંડવે
રે ચાવ્યાં બીડાં ને પાન—હાલો૦

પોપટડે જાનું જોડીયું
રે જૂત્યાં પારેવાં ચાર—હાલો૦

ઉગમણા થાય છે રીડીયા
રે સાંસો લૂંટે છે જાન—હાલો૦

તેતરે તરવાર તાણીયું
રે બાજે બાંધી બંદૂક—હાલો૦

રમી જમીને ઘેરે આવીયા
રે લાવ્યા નાનકડી વહુ—હાલો૦

## ૨૧

# ગોકુળ ગામ રળીઆમણાં

એક ડુંગર ઉપર દેરડી રે,
તીયા વસે માળીડા બે ચાર રાજ
ગોકુળ ગામ રળીઆમણાં રે લોલ.

ગૂંથે ગૂંથે રાજાજીનાં મોળીયાં રે,
ગૂંથે ગૂંથે રાણીજીના હાર રાજ—ગોકુળ૦

એક ડુંગર ઉપર દેરડી રે,
તીયાં વસે સોનીડા બે ચાર રાજ—ગોકુળ૦

ઘડે ઘડે રાજાજીના વાંટીયા રે,
ઘડે ઘડે રાણીજીની ઝાલ રાજ—ગોકુળ૦

એક ડુંગર ઉપર દેરડી રે,
તીયાં વસે સૂતારી બે ચાર રાજ—ગોકુળ૦

ઘડે ઘડે રાજાજીના ઢોલીયા રે,
ઘડે ઘડે રાણીજીની ખાટય રાજ—ગોકુળ૦

એક ડુંગર ઉપર દેરડી રે,
તીયાં વસે લુવારી બે ચાર રાજ—ગોકુળ૦

ઘડે ઘડે રાજાજીની સાંકળી રે,
ઘડે ઘડે રાણીજીના દીવડા રાજ—ગોકુળ૦

એક ડુંગર ઉપર દેરડી રે,
તીયાં વસે વાંઝા બે ચાર રાજ—ગોકુળ૦

વણે વણે રાજાના મોળીયાં રે,
વણે વણે રાણીજીનાં ચીર રાજ
ગોકુળ ગામ રળીઆમણાં રે લોલ.

૨૨

## જનેતાના હૈયામાં

[ સાચી વાત તો એમ છે કે કૃષ્ણ દેવકીજીને પેટે કંસના કેદખાનામાં જન્મેલા, ને પછી એના પિતાજી વસુદેવ એમને છાનામાના નંદ–જશોદાને ઘેર મૂકી આવેલા. પણ આ ગીતમાં તો ઇતિહાસ અળગો મૂકાયો છે. મુખ્યત્વે તો આ ગીતમાં સગર્ભા માતાનું મધુર ચિત્ર ઉભું કરવાનો આશય છે. મહિને મહિને શાં શાં ચિહ્નો જણાય, અને બાલ–જન્મ સમયે શી શી વિધિઓ કરાય, તેનું વર્ણન છે. ]

§

એક દેવકી જશોદા બે બેનડી હરનું હાલરડું,
બે બેની પાણીડાંની હાર્યું રે ગોવીંદજીનું હાલરડું.

દેવકી પૂછે જશોદા કેમ દૂબળાં રે હરનું હાલરડું,
બાઇ તારે તે કેટલા છે માસ રે ગોવીંદજીનું હાલરડું.

મેં તો સાત જણ્યાં તોય વાઝીયાં રે હરનું હાલરડું,
હવે આઠમાની કરવી શી આશ રે ગોવીંદજીનું હાલરડું.

પેલે માસે તે જાણ્યું અજાણ્યું રે હરનું હાલરડું,
બીજે માસે તે હૈડામાં જાણ્યું રે ગોવીંદજીનું હાલરડું.

ત્રીજે માસે સૈયરને સંભળાવીયાં રે હરનું હાલરડું,
ચોથે માસે તે ચૂરમાંના ભાવા રે ગોવીંદજીનું હાલરડું.

પાંચમે માસે તે પંચમાસી બાંધી રે હરનું હાલરડું,
છઠ્ઠે માસે મૈયર કાગળ મેલ્યા રે ગોવીંદજીનુ હાલરડું.

સાતમે માસે તે ખોળલા ભરીઆ રે હરનું હાલરડું,
આઠમે માસે મૈયરીએ વળાવ્યાં રે ગોવીંદજીનું હાલરડું.

નવમે માસે તે કાન કુંવર જલમીયા રે હરનું હાલરડું,
સોના છરીએ તે નાળ વધેર્યાં રે ગોવીંદજીનું હાલરડું.

એ તો રૂપલાની કોશે ભંડાર્યાં રે હરનું હાલરડું,
પાણી સાટે દુધડીએ નવરાવ્યાં રે ગોવીંદજીનું હાલરડું.

હીર સાટે તે ચીરમાં વીંટાળ્યાં રે હરને હાલરડું,
ચોખા સાટે મોતીડે વધાવ્યાં રે ગોવીંદજીનું હાલરડું.

બાર વાસાનું બાળક બોલીયું રે હરને હાલરડું,
માડી મને રમકડાં લૈ આલો રે ગોવીંદજીનું હાલરડું.

સોના ગેડી ને રૂપલા દડૂલીયો રે હરને હાલરડું,
જળ જમનાને કાંઠડે દોટાવ્યો રે ગોવીંદજીનું હાલરડું.

## ૨૩

## બાપનાં વેર

[ બાલુડા કૃષ્ણ ગેડી દડે રમે છે. રમતાં રમતાં દડો એક ડોશીમાને વાગે છે. ડોશીએ તો મેણાં માર્યાં છે કે ' બહુ જોર વાળો હો તો તારા

બાપના વેરી મામા કંસને માર ને ! મને ગરીબને શીદ સંતાપે છે !"
મેણાંના માર્યા કૃષ્ણ મહારાજ તો ઉપડયા. બથમાં ભીંસીને મામા કંસને
પૂરો કર્યો. ]

૬

એક દેવકી જશોદા બેનડી રે લોલ,
બેય બેન્યું પાણીડાં સાંચરી રે લોલ.

દેવકી પૂછે જશોદા કેમ દૂબળાં રે લોલ,
મેં તો સાત જણ્યાં ને હજી વાંઝીઆં રે લોલ.

બેની તુજને તે કાનકુંવર જલમશે રે લોલ,
કાન જલમે ને મુજને તેડાં મેલજે રે લોલ.

ચંદર ઉગ્યો ને કાનનો જલમ થીઓ રે લોલ,
માશીને તેડલાં મોકલ્યાં રે લોલ.

એની માશી આકાશમાંથી ઉતર્યાં રે લોલ,
અમીનાં કંચોળાં ભરી લાવીઆં રે લોલ.

બાર વાસાનું બાળ મુખે બોલીયું રે લોલ,
માડી મુજને રમત્યું તે બતાવ્યને રે લોલ.

સોના ગેડી ને રૂપા દડૂલીઓ રે લોલ,
કાન કુંવર તે રમવાને નીસર્યા રે લોલ.

સાઠ્ય વરસની ડોશી પાણી ભરે રે લોલ,
વાગ્યો દડો ડોશીના પગમાં રે લોલ.

ડોશી એમ કરીને મેણું બોલીઆં રે લોલ,
તારા બાપનાં હતાં તે વેર વાળને રે લોલ.

માડી અમને તે વાત કરી આલને રે લોલ.
જાવું મામાને ઘેરે મળવા રે લોલ.

સાંકડી શેરીમાં મામો સામા મળ્યા રે લોલ,
ભાણેજ દેખીને મામો સંતાઇ ગીઆ રે લોલ.

સંતા સંતા મા મામા મુરખ્યા રે લોલ,
આપણે મામો ભાણેજ બેય મળીએ રે લોલ.

હૈયું ભીંસીને મામો ભાણેજ બહુ મળ્યા રે લોલ,
તારા બાપનાં હતાં તે વેર વળી ગીઆં રે લોલ.

૨૪

## મારા કાનકુંવરની ઝૂલડી

[ કૃષ્ણજીની ઝૂલડી ખોવાઇ. ત્યાં તો માતા જશોદાજી આકળાં બેબાકળાં થઇ ગયાં. એનાં મનમાં તો એમ કે મારા દીકરા વગર બીજા કોઇને એ વસ્ત્ર ઓપે જ નહિ ! મનમાં થયું કે પેલા ટિખળી નારદજી જ મારા બેટાની ઝૂલડી ચોરાવી ગયા હશે ! એને બોલાવી, આકરા સમ ખવરાવી, એનું સાચ નક્કી કરવા હું ધગધગતો ગોળો ઉપડાવીશ ! ]

§

ધન્ય ગોકળીયું ધન્ય વનરાવન, ધન્ય ગોકળની નારી રે,
માતા જસોદા ધોવા ગ્યાં'તાં ઝૂલડી વીસારી
કોઇને જડી હોય તો દેજો મારા કાનકુંવરની ઝૂલડી.

સાવ સોનાની ઝૂલડી મહીં રૂપાના છે ધાગા,
અવર લોકને અરઘે નહિ મારા કાનકુંવરના વાઘા
કોઇને જડી હોય તો દેજો મારા કાનકુંવરની ઝૂલડી.

શેરીએ શેરીએ સાદ પડાવું ઘર ઘર હીંડું જોતી,
ઝૂલડીને છેડે મારાં અમૃત સાચાં મોતી
કોઇને જડી હોય તો દેજો મારા કાનકુંવરની ઝૂલડી.

ધમણ ધમાવું ગોળા તપાવું નારદને તેડાવું,
ઝૂલડીને કારણ એને તાતા સમ ખવરાવું
કોઇને જડી હોય તો દેજો મારા કાનકુંવરની ઝૂલડી.

૨૫

## કાનાની પછેડી

નવાનગરમાં નવલી વાત, કાન ઘડાવે નવસર હાર,
હાર ઘડાવતાં લાગી વાર, કાન પછેડી રહી કમાડ.

આવી લુવારણ દીવડો લઈ, વળતાં પછેડી લેતી ગઈ.
તેડાવો લુવારણ ચલવો જાણ, તેં કેમ લૂંટયાં ગોકળ ગામ !

નથી લૂટયાં અમે ગોકળ ગામ, નથી દુવ્યા અમે શ્રી ભગવાન.
કેસી પછેડી કેસી ભાત, કેસો કાનુડો કેસી રાત.

ધોળી પછેડી ઢૂંઢણ ભાત, કાળો કાનુડો આઠમ રાત.
ઓસીકે મેલીને કાન પાંગતે જુવે, પછેડી સંભારી કાન ધ્રુશકે રૂવે.

આવી સુતારણ બાજોઠ લઇ, વળતાં પછેડી લઇ.
તેડાવો સુતારણ ચલવો જાણ, તે કેમ લૂંટયા ગોકળ ગામ!

નથી લૂંટયા અમે ગોકળ ગામ, નથી દુભ્યા અમે શ્રી ભગવાન.
કેસી પછેડી કેસી ભાત, કેસો કાનુડો કેસી રાત!

પીળી પછેડી પોપટ ભાત, કાળો કાનુડો આઠમ રાત.
ઓશીકે મેલીને કાન પાગતે જુવે, પછેડી સંભારી કાન ધ્રુશકે રૂવે.

આવી કુંભારણ માટલાં લઇ, વળતાં પછેડી લેતી ગઇ.
બોલાવો કુંભારણ ચલવો જાણ, તેં કેમ લૂંટયાં ગોકળ ગામ!

નથી લૂંટયાં અમે ગોકળ ગામ, નથી દુભ્યા અમે શ્રીભગવાન.
કેસી પછેડી કેસી ભાત, કેસો કાનુડો કેસી રાત!

રાતી પછેડી રીંગણ ભાત, કાળો કાનુડો આઠમ રાત.
ઓસીકે મેલીને કાન પાંગતે જુવે, પછેડી સંભારી કાન ધ્રુશકે રૂવે.

૨૯

## મહી-મંથન

[ નંદજીની નવલાખ ગાયોનાં દૂધની છાશ ફેરવવાનું મહિમાવંત દૃશ્ય મંડાય છે. સાત સાત સાગરો જેવડું તો વાસણ: તેમાં મેરૂ પહાડ રૂપી રવાઇ: એવી પ્રચંડ રવાઇને ઘુમાવવા માટે સાધારણ દોરડા કાંઇ ચાલે? જંગી નાગનાં નેતરાં બનાવ્યાં. ગોળી ઉપર ઢાંકવાની ગોળાકાર માંકડી (લાકડાનું ઢાંકણ) પણ એટલી જ ગંજાવર જોઇએ, એટલે ચંદ્રમાને આભમાંથી ઉતાર્યો. આવો ઠાઠ રચાયો. હવે આવાં વિરાટ મહી-મંથન થાય છે કોને હાથે? રાધા-કૃષ્ણના નાજુક હાથે! કૃષ્ણના હાથની કોમલ છટામાં અને કાયાના મૃદુ ડોલનમાં ઇશ્વરી સામર્થ્યનું દર્શન

થાય છે. સાગર-મંથન રૂપી પ્રકૃતિની પ્રચંડતા અને તેના ઉપર રાજ ચલાવનારા પુરૂષની સહજ સુકુમારતા : બન્ને વચ્ચેનો વિરોધ જાણે કે અનેરૂં સંવાદિત્વ ધારણ કરે છે. રાધા ગોરી અને કાનજી કાળો : તો બન્ને રંગોની પણ મધુર મિલાવટ થાય છે. ]

§

નંદજીને ઘેરે નવલખ દૂઝે,
વલોણાંની વેણ્યું વાજે રે લોલ.

માતા જશોદા તમારા કાનને,
મહીડાં વલોવવા મેલો રે લોલ.

અમારા કાન તો પારણીએ પોઢયા,
મહીડાંની વાત શું જાણે રે લોલ.

સાતે સમદરીઆની ગોળી રે કીધી,
મેરૂનો કીધો રવાયો રે લોલ.

નવકુળ નાગનાં નેતરાં રે કીધાં,
માકડી કીધી ચંદરની રે લોલ.

એક કોર કાળો કાનજી ઘુમાવે,
એક કોર રાધા ગોરી રે લોલ.

હાથે છે કાંકણી ને વેઢ ઝબુકે વાલો
લટકે નેતરાં તાણે રે લોલ.

હળવા હળવા તાણો છબીલા,
નંદવાશે મહીડાંની ગોળી રે લોલ.

નંદવાશે ગોળી ને ઉડશે છાંટા,
*નવરંગ ચૂંદડી ભીંજાશે રે લોલ.

એટલું કીધું ને કાન રીસાઇ ચાલ્યા,
જઇ વનરાવન વસીયા રે લોલ.

સોળસેં ગોપીયું ટોળે વળીને,
કાનને મનાવા ચાલી રે લોલ.

કાન રે કાન મારા ભરવાડુ ભાણેજ,
આવડલી મત કોણે દીધી રે લોલ.

મનની કીધી ને કાન મંદિર પધાર્યા,
ગોપીયું મહાસુખ પામી રે લોલ.

• 'છંટાશે કાજલ ચોળી રે લોલ.''

## ૨૭

[ઉપરનું જ ગીત : જુદા ઢાળનું]

આજ મારે વલોણા વાર છે રે લોલ.

સાત સમદરની ગોળી રે કીધી,
મેરૂનો કીધો રવાયો રે લોલ–આજ૦

નવકુળ નાગનાં નેતરાં રે કીધાં,
ગંગા જમનાનું વલોણું રે લોલ–આજ૦

માતા જશોદા તમ્મારા કાનને,
મહીડાં વલોવવાને મેલો રે લોલ–આજ૦

અમારો કાન છે બાળો ને ભોળો,
મહીડાંની વાત શું જાણે રે લોલ–આજ૦

મહીડાંની વાત મારો વાલોજી જાણે,
માખણ ઉતારીને આલે રે લોલ–આજ૦

એક કોર કાળો કાનજી ઘુમાવે,
એક કોર રાધા ગોરી રે લોલ–આજ૦

(બાકીનું અગાઉના ગીત મુજબ)

૨૮

[એનું એ : જુદા ઢાળનું]

મારા પરભુજીને બંસે હો ગાવડી,
દૂધ દોયાનાં દોણાં હો નંદના ગોવાળી.

સાસુ અમારી ગામડે પધાર્યાં,
નણદલ છે પણ નાનાં હો નંદના ગોવાળી.

હું રે એકલડી ને વલોણાં ઝાઝાં,
કેમ કરી મહીડાં વલોવું હો નંદના ગોવાળી.

હાલો દેરાણી ને હાલો જેઠાણી,
મારાં મહીડાં વલો'વા હો નંદના ગોવાળી.

માતા જશોદા તમારા કાનને,
મહીડાં વલોવવા મેલો હો નંદના ગોવાળી.

* * *

૨૯

[એનું એ : જુદા ઢાળનું]

નાની એવી ગોળી મારાં મહીડાં ઘણેરાં,
સમદરીઓ વલોવ્યો હો જી રે.
માતા જસોદા કાનને જગાડો,
મારાં મહી વલોવવા હો જી રે.
અમારો કાન સખી બાળો ને ભોળો,
મહીડાંની વાત શું જાણે હો જી રે.
ઝાલ ઝબુકે એની વેણ્ય શું લટકે,
રંગભર નેતરાં તાણે હો જી રે.
કાન રે કાન મારા માખણ નો ખાશો,
નાની નણંદ મેણાં બોલે હો જી રે,
એટલું કીધું ને કાન રીસાઈ ચાલ્યા,
જઈ વનરાવન વસ્યા હો જી રે.

* * *

૩૦

## ગોરસનો ચોર

કાનાને ભાવે દહીં દૂધડાં રે કાનો મહીડાંનો ચોર જો !
પાડોશણ પાણી સાંચરી રે, એનાં રેઢાં કમાડ જો.
સાંકળ ઉઘાડી કાનો સાંચર્યો રે, ગીયા મંદિરીયા માંય જો.
ચારે ખુણે કાનો ફરી વળ્યા રે, સીંકે દીઠાં ગોરસ જો.

મટુકીમાં મારી કાને મોરલી રે, થઇ છે મહીડાંની ધાર જો.
ખાધાં થોડાં ને ઢોળ્યાં ઝાઝલાં રે, કાનો દાડીનો ચોર જો.
ત્યાં તો આવી ઘરની નારી રે, ઝાલ્યા કાનાના હાથ જો.
કોઇ કે' કાનુડાને મારશે રે, કોઈ કે' નંદનો કુમાર જો.
હાથે તે માર્યો કાને આંચકો રે, ત્રુટયો રાધાનો હાર જો.
હેઠાં બેસીને ગોરી વીણજો રે, કાનો મેલે છે દોટ જો.
એક મોતીડું કાને સાંતર્યું રે, અડવી દિસે છે ડોક જો!

## ૩૧

[ઉપરનું : ગુજરાતમાં ગવાતું]

ઘેલી ગોવાલણુ પાણી ચાલ્યાં હો સુંદર શામળીઆ
મારા વા'લાએ જાતાં જાણ્યાં હો સુંદર શામળીઆ
વાલા સૂતાં મંદર ઉઘેડયાં હો સુંદર શામળીઆ
વાલા પેઠેલા મંદર માંય હો સુંદર શામળીઆ
વાલે આડું જોયું જોયું અવળું હો સુંદર શામળીઆ
વાલે ગોરસ શીંકે ભાળ્યું હો સુંદર શામળીઆ
વાલે હેઠા બેસી આરોગ્યાં હો સુંદર શામળીઆ
વાલા અડધાં ખાધાં ને બધાં ઢોળ્યાં હો સુંદર શામળીઆ
વાલે હાથ ધોયા ને મોઢું એઠું હો સુંદર શામળીઆ
વાલા એટલામાં ઘરનાર આવી હો સુંદર શામળીઆ
વાલા છીંડું નોતું તે ભીંત ફાડી હો સુંદર શામળીઆ
લાવો લાવો જોતર લાવો નાડી હો સુંદર શામળીઆ

એને બાંધો અવળા હાથે હો સુંદર શામળીઆ
એને બાંધો આંબલીઆની ડાળે હો સુંદર શામળીઆ
ડાળું ભાંગ્યું કોળાંબો તૂટયો હો સુંદર શામળીઆ
એનું છેલ્લું પાંસળું ભાંગ્યું હો સુંદર શામળીઆ
એને લેજો ઘુમટી માંય હો સુંદર શામળીઆ
એને વાગ્યું છે ઢીંચણ માંય હો સુંદર શામળીઆ

૩૨

## કાનુડાને વારજો !

માડી ! તમે હવે કાનૂડાને વારજો
માડી ! મારો બહુ કર્યો ભંજવાડો હો રાજ
—માડી૦

માડી ! મારાં શીંકેથી મહીડાં ઉતારીયાં
માડી ! મારાં ખાધાં ને એટલાં ઢોળ્યાં હો રાજ
—માડી૦

માડી ! મારાં સૂતાં તે બાળ જગાડીયાં
માડી ! મારાં રમતાંને રોવરાવ્યાં હો રાજ
—માડી૦

માડી ! મારાં ખીલેથી વાછરૂ છોડીયાં
માડી ! મારાં આવતાંને આઢાડયાં હો રાજ
—માડી૦

૩૩

## દોહી પીનારો

કાલ ખીલેથી વાછરૂ છોડીયાં રે,
છોડી ચાલ્યા છે વનની માંય રે
આડાં ફરે છે વ્રજ વીનતા રે.

મારાં વાછરૂની ડોકે સાંકળાં રે,
મારાં વાછરૂની ડોકે ઝીણાં ઝુમકાં રે,
સાચવજો દીનાનાથ રે
સાંજ પડે ને સંભાળજો રે.

ગોપી અવડાં વચન શીદ બોલવાં રે,
નથી આપતી રોકડાં દાણ રે
વાળી જાને તારાં વાછરૂ રે.

નંદ બાવાને કે'દી હતી ગાવડી રે,
તું તે શું જાણે ચાર્યાની વાત રે,
વનમાં જઇને ગાયું દોઇ પીવે રે

ગોપી તારી તે ગાય તુજ લક્ષણી રે
આપે ધાવે પોતાનાં દૂધ રે
આળ ઓઢાડછ અમને રે.

ગોપી ગાયું ચાર્યાના ગણ ગીયા રે,
ગણ ગીયા પાણીને પૂર રે
વગડો વેઠીને વેરી થીયાં રે.

કાન ગણનો ઘડાવીશ ઘૂઘરો રે,
બાંધીશ બળવા ગોધાની ડોક રે,
નવખંડ વાગે ઘૂઘરો રે.

૩૪

## ગાયનો ચોર

બીજ બંસી ગોવાળીઆ, ગાય દીઓ અમારી ગોતી.

કાના ગોવાળીઆ, તમને ભળાવતાં,
કેમ કો'છો ગા' નો'તી રે—બીજ૦

સોના સીંગડીએ ને રૂપલાની ખરીએ,
હીરની મોરીએ હતી રે—બીજ૦

આંહીઆંજ બેસતી ને આંહીઆંજ ઉઠતી,
(હું તો) હમણે સંભાળીને સૂતી રે—બીજ૦

હાથે તે ચૂડલો ને ગોઠણમાં ગોણીયું
લાડે કોડે ગા' દોતી રે—બીજ૦

૩૫

## બિચારો !

ઝાલર વાગે ને વાલો હરિરસ ગાય, કાન ગોપીનો છેડો ઘેરાય.

મેલો મેલો કાનુડા અમ્મારાં ચીર,
હું તારી બેનડી ને તું મારો વીર.

કાયકી બેનડી ને કાયકો વીર,
તમે ગોપી ને અમે નરમળ નીર.

છેડો ફાટયો ને ગોપી રાવે ગઇ,
જશોદાને મંદિરે ઉભી રહી.

માતા જશોદા તમ્મારો કાન,
નત્ય મારગડે માગે દાણ.

દાણ માગે ને વળી લૂંટી ખાય,
ઇ તે ગોકળીઆમાં કેમ રે'વાય.

જાવ જાવ ગોપીયું તમ્મારે ઘેર,
આવે કાનો તો માંડું વઢવેડ.

સાંજ પડી ને કાનો આવ્યો છે ઘેર,
માતા જશોદાએ માંડી વઢવેડ.

ભાઇ રે કાનુડા તારે આવડી શી હેર,
નત્યના કજીઆ લાવે મારે ઘેર.

માતા જશોદા તમ્મારી આણ,
જૂઠું બોલે ગોપી ચતુર સુજાણ.

વનમાં ચારૂં એકલો ગાય,
ચાર પાંચ ગોપીયું ભેળીયું થાય

પરથમ આવે ને મારી ઝાલર બજાય
બીજી આવે ને મારો મુગટ ઘેરાય.

ત્રીજી આવે ને મારી તૃષણા કરે,
ચોથી આવે ને મારે ચરણે પડે.

એટલી વપત મારે વનમાં પડે,
તો યે ગોપી મારી રાવ જ કરે !

૩૬

# મોતીનાં વાવેતર

જળ રે જમનાનાં ઝીલતાં જી રે શામળીઆ,
મને મોતીડું લાગ્યું હાથ નંદજીના નાનડીઆ.

ગાડે કરીને મોતી આણીયું જી રે શામળીઆ,
માતા પાડો મોતીડાંના ભાગ નંદજીના નાનડીઆ.

એક મોતીમાં શું વ્હેંચીએ જી રે શામળીઆ,
મોતી વાવ્યાં ઘણેરાં થાય નંદજીના નાનડીઆ.

જમનાને કાંઠે કયારો રોપીઓ જી રે શામળીઆ,
માંહી વાવ્યો મોતીડાંનો છોડ નંદજીના નાનડીઆ.

એક મોતીને બબે પાંદડાં જી રે શામળીઆ,
મોતી ફાલ્યાં છે લચકા લોળ નંદજીના નાનડીઆ.

એક ડાળ્ય-ને બીજી ડાળખી જી રે શામળીઆ,
વચલી ડાળ્યે મોતીડાંની લુંબ નંદજીના નાનડીઆ.

થાળ ભરીને મોતી વેડીઆં જી રે શામળીઆ,
*માતા પાડો મોતીડાંના ભાગ નંદજીના નાનડીઆ.

કોઇને ચપટી ચાંગળું જી રે શામળીઆ,
રાણી રાધાજીનો નવસરો હાર નંદજીના નાનડીઆ.

*તેનો ગુંથ્યો છે નવસરો હાર નંદના નાનડીઆ.
હાર હરિને પે'રાવીએ જી રે શામળીઆ,
મારે વા'લે રમાડયાં રાસ નંદજીના નાનડીઆ.

૩૭

## જોડલું

જોડ જોતાં તે જોડલું જડી ગયું રે લોલ.
કરમ આડુંથી પાંદડું ઉડી ગીયું રે લોલ.
હેરી હેરીને જોઉં ત્યાં હરિ હીંચકે રે લોલ.
દોરો હીરનો ને સાંકળાં છે હેમનાં રે લોલ.
વાગે ઝાંઝ પખાજ, વાગે વાંસળી રે લોલ.
ઉડે અબીલ ગુલાલ, ગાજે ગાંસળી રે લોલ.
લાલ લાકડી ને રાતી ચટક આંખડી રે લોલ.
પીળી પાંભડી ને પાંપણુ ઉપર પાઘડી રે લોલ.
હવે થોડી રહી પ્રીત ઝાઝું બોલ્ય મા રે લોલ.
ફળ પાકયા વન્યાનું કાચું ત્રોડય મા રે લોલ.

૩૮

## સોગઠાંની રમત

ઓધા સાંભળો તો એક કહું વાતડી રે લોલ.
એક ગોઠડી કહું તે મારા મનની રે લોલ.
હું તો એકલી ગઇ'તી વનરાવનમાં રે લોલ.
તીયાં નો'તું કોઇ માનવીના જનમાં રે લોલ.
વેળા બપોરી ને પંથ તો બીજો થયો રે લોલ.
વેગળેથી કાનુડો દ્રષ્ટે પડયો રે લોલ.

મેં તો પછવાડે જઈને પટકો ઘેરીયો રે લોલ.
મુખ ઓશિયાળું કરીને ઉભો રીયો રે લોલ.
તમે કયાંથી આવ્યા ને કયાં જાવ છો રે લોલ.
ઘણે દૂરથી આવ્યા તમે થાકયા હશો રે લોલ.
આવો બેસો કદંબ કેરી છાંયડી રે લોલ.
થાક લાગ્યો હોય તો ઉનાં પાણી મેલીએં રે લોલ.
તરસ લાગી હોય તો ટાઢાં પાણી લાવીએં* રે લોલ.
ભૂખ લાગી હોય તો સૂખડું મગાવીએં રે લોલ.
સુખડાં નો ભાવે તો મીઠાં મેવા લાવીએં રે લોલ.
મેવા નો ભાવે તો વનફળ વેડાવીએં રે લોલ.
લાલ અલબેલા આવો તો રમીએં સોગઠે રે લોલ.
મારી લીલી પીળી કાળી રાતી સોગઠી રે લોલ.
સોળ સોગઠાં ને પાસા જડયા સોનીડે રે લોલ.
ચોર્યા ચીથ્યાના સમ ખાવા આકરા રે લોલ.
રમતાં જૂઠું નવ બોલવું ઠાકરા રે લોલ.
રમતાં પાણી પીવા યે ઉઠવું નહિ રે લોલ.

*

એવા ઠરાવ કરીને ખેલ માંડીયા રે લોલ.
પછી રાધાજીએ પાસા ઢાળીયા રે લોલ.
પડયા છપ્પન પચાસ પોબારા બારના રે લોલ.
પછી કરસનજીએ તે પાસા ઢાળીઆ રે લોલ.
એને દાણા ઓછા તે બહુ આવીઆ રે લોલ.

* ચૂલે દૂધ ઉભરાય તો યે ઉઠવું નહિ રે લોલ.
ઘોડીયે બાળ રૂવે તો ય ઉઠવું નહિ રે લોલ

હાર્યા હાર્યા દીનાનાથ રાધાજી જીતીયાં રે લોલ.
હાર્યા હાર્યા કહી લોક તાળી પાડતાં રે લોલ.
મારા વાલાજીને હાર્યા હું તો નૈ કહું રે લોલ.
મારા પરભુજીને હાર્યા હું તે કેમ કહું રે લોલ.

૩૯

## નીંદરા ના'વે રે

મોર બોલે *મધુરી રાત રે
નીંદરા ના'વે રે.

હું તો સૂતી'તી સેજ પલંગ રે
ઝબકીને જાગી રે—મોર૦

હું તો ચાલી'તી વનરાવન રે,
ફુલડાં લેવા રે—મોર૦

હું તો હરખે પરોવતી હાર રે,
અધવચ તૂટયો રે—મોર૦

મારી બોલ્યા જલમની પ્રીત રે
તોડી કેમ તુટે રે—મોર૦

* મોહન મહારાજ રે

## ૪૦

## રથ ફેરો

હાં રે રથ ફેરો ગોકુળ રથ વાળા.
હાં રે તમે નંદ જશોદાના લાલા ગોકુળ રથવાળા

ગાયું રે તલખે ને વાછરૂ રે તલખે,
તલખે ગોપ બિચારા ગોકુળ રથવાળા-હાં રે૦

ગંગાજી તલખે ને જમનાજી તલખે,
તલખે નદીયું *કિનારા ગોકુળ રથવાળા-હાં રે૦

ચાંદો રે તલખે ને સૂરજ તલખે,
તલખે નવલખ તારા ગોકુળ રથવાળા-હાં રે૦

નંદજી તલખે ને જશોદાજી તલખે,
તલખે બળભદ્ર વીરા ગોકુળ રથવાળા-હાં રે૦

વહ્લભ વિનાની ગોપીયું રે તલખે,
તલખે ભગત તમારા ગોકુળ રથવાળા-હાં રે૦

***

* નાળાં
**ચંપેલી તલખે ને કસ્તૂરી તલખે,
તલખે મોર બપૈયા ગોકુળ રથવાળા-હાં રે૦

## ૪૧

## વિસારી મેલ્યાં

કોઇ કે' ઓધવ આવે, કોઈ કે' માધવ આવે,
કોઇ કે' વધામણી રે..........એ ઓધવજી.

હૈયા કેરો હાર આલું, ડોકનું માદળીયું આલું,
માથા સોતી ડામણી રે.......એ ઓધવજી.

નાનાં હતાં ભેળાં રમતાં, એકી ભાણે બેસી જમતાં,
હવે હરિને નથી ગમતાં રે.......એ ઓધવજી.

વાલે તો વિસારી મેલ્યાં તેડીને તરછોડી મેલ્યાં
આઘાં લૈને પાછાં ઠેલ્યાં રે....એ ઓધવજી.

કાળી કુબજા કામણગારી, વશ કીધા વનમાળી,
હથેળીની લીધી તાળી રે.......એ ઓધવજી.

૪૨

## કાગળ

[ મેણાં ટોણાં દઈને કૃષ્ણને કુબજા પાસેથી પાછા તેડાવી લેવાની કોશીશ છે. ]

§

રે કાગળ દેજો કાનુડાને જઈ.

કંસની દાસી ઓલી કુબજા ને,
તેશું પ્રીત લગાઈ,
જાદવ કુળ લજાવીયું રે વા'લા,
લજાવ્યા બળીભદ્ર ભાઈ રે—કાગળ૦

દળણું રે દળતી ને પાણી રે ભરતી,
ઉધરાવી રે એઠઈ;
વાલમજીને વટલાવ્યા ઈ તો
નાતબારી ને નભાઈ રે—કાગળ૦

પે'રવા નો'તું એને પાણકોરું ને
હીરનાં ચીર પે'રઈ;
મોહનજીએ મે'ર કરી ત્યારે,
થઈને બેઠી છે બાઈ રે—કાગળ૦

કરમાં નો'તી ચોયા કાંકણી ને,
રતન ચૂડો પે'રઈ;
ઝાલ ઝબુકે ઓપ્યા હાર ઝબુકે
રતન કાંકણી જડાઈ રે—કાગળ૦

દાસીને થાશે ઓધા દીકરી ને તેના
કોણ રે થાશે જમાઈ;
નાત્યમાં નથી રાખ્યું નોતરું રે પછી
કોણ રે થાશે વેવાઈ રે—કાગળ૦

૪૩

## કોઈ દેખાડો !

[પ્રભુની બંસી સાંભળીને મિલન-આતુર રાધિકા ભાન ભૂલી દોડે છે. પણ પ્રભુ જડતા નથી. વેલ્ય જોડાવી પાછળ પડે છે. પ્રભુના નગરમાં જઈ મીઠાં ભોજન રાંધે છે. પરંતુ અતિથિદેવ ન જ આવ્યા. ને રાધાને ગળે કોળિયો ન ઉતર્યો. આવી નિષ્ઠુરતા દેખીને રાધાને જીવન અસહ્ય જણાયું.]

§

મારી શેરીએથી કાન કુંવર આવતા રે લોલ,
મુખેથી મોરલી બજાવતા રે લોલ.

હું તો ઝબકીને જોવા નીસરી રે લોલ,
ઓઢયાનાં અંબર વિસરી રે લોલ.

હું તો પાણીલાંને મસે જોવા નીસરી રે લોલ,
ઇંઢાણી ને પાટલી વિસરી રે લોલ.

હું તો ઇસવર પૂજવાને નીસરી રે લોલ,
ચોખા કંકાવટી વિસરી રે લોલ.

સાગ રે સીસમની મારી વેલડી રે લોલ,
નવલે સૂતારે ઘડી પીંજણી રે લોલ.

મેં તો ધોળો ને ધમળો બે જોડીયા રે લોલ,
જઇને અમરાપરમાં છોડીયા રે લોલ.

અમરાપરના તે ચોકમાં દીવા બળે રે લોલ,
મેં રે જાણ્યું કે હરિ આંહી વસે રે લોલ.

મેં તો દુધ ને સાકરનો શીરો કર્યો રે લોલ,
ત્રાંબાળુ ત્રાંસમાં ટાઢો કર્યો રે લોલ.

હું તો જમવા બેઠી ને જીવણ સાંભર્યા રે લોલ,
કંઠેથી કોળીયો ન ઉતર્યો રે લોલ.

મને કોઈ રે દેખાડો દીનાનાથને રે લોલ,
કોળીયો ભરાવું જમણા હાથનો રે લોલ.

હું તો ગોંદરે તે ગાવડી છોડતી રે લોલ,
ચારેય દશે નજર ફેરતી રે લોલ.

એક છેટેથી છેલ વરને દેખીઆ રે લોલ,
હરિને દેખીને ઘુંઘટ ખોલીઆ લોલ.

મારી ઘેલી સાસુ ને ઘેલાં સાસરાં રે લોલ
ગાયું વરાંહે દોયાં વાછરાં રે લોલ.

મને ધાનડીયાં નથી ભાવતાં રે લોલ,
મોતડીયાં નથી આવતાં રે લોલ.

મને હીંચકતાં ન તૂટ્યો હીંચકો રે લોલ,
નાનાંથી કાં ન પાયાં વખડાં રે લોલ.

મારી માતા તે મૂરખ માવડી રે લોલ,
ઉછેરીને શીદ કરી આવડી રે લોલ !

૪૪

## રીસામણાં-મનામણાં

[ અસલ પુરાણ-કથા તો એવી છે કે કૃષ્ણ મહારાજ પારિજાતકનું એક ફુલ લાવ્યા તે રાધિકાજીને અપાયાથી સત્યભામાજીએ રૂસણું લીધું. આંહી. એ ઘટનાને લૌકિક રૂપ અપાયું છે. રૂક્ષ્મિણીજીને આંગણે વાવેલ ચંપાનાં પુષ્પોની લહાણીમાંથી જાણી બુઝીને ટીખળી કૃષ્ણે રાધાજીને બાતલ રાખ્યાં. અને સ્નેહઘેલડી રાધાને ઓછું આવતાં અબોલડા લીધા. માયાળુ પતિદેવે ફરીવાર એકલી રાધિકાને જ બક્ષીસ દીધી. ત્યાં તો ભોળી પત્ની પતિરાજ પર અનોધાં વ્હાલ ઢોળવા લાગી. 'જૂઠડાં' હતા તે 'રસિયા' બની ગયા. નિર્દોષ સ્ત્રી-હૃદયનું આ વફાદાર નિરૂપણ છે. ]

§

એક ચંપો ને મરવો ડોલરીયો,
આવી રોપ્યો રે રખમાઇને આંગણીએ,

એનાં ફુલ થયાં રે દસ પાંખડીએ,
વા'લે થાળ ભરીને ફુલ વેડીયાં,
વા'લે સહુને આલ્યાં સંભારી,
રાણી રાધાજીને મેલ્યાં વિસારી.

જાઓ જાઓ રે જૂઠડા નહિ બોલું,
કાળા કરસનજીની સાથે નહિ બોલું,
મીઠા માવજીની સાથે નહિ બોલું,
ગોરા ગોવિંદજીની સાથે નહિ બોલું.

વા'લે વાવ્યો રે રાધાજીને આંગણીયે
ફાલ્યો ફુલ્યો રે દસ વીસ પાંખડીએ,
વા'લે થાળ ભરીને ફુલ ઉતાર્યાં,
વા'લે સહુને મેલ્યાં વિસારી,
રાણી રાધાજીને આલ્યાં સંભારી.

આવો આવો આવો રે રસીઆ હસી બોલું,
કાળા કરસનજીની સાથે હસી બોલું,
ગોરા ગોવિંદજીની સાથે હસી બોલું,
મીઠા માવજીની સાથે હસી બોલું,

લાવો લાવો રે સુપડાં તલ સોયેં,
કાળા કરસનજીની સાટુ તલ સોયેં,
ગોરા ગોવિંદજીની સાટુ તલ સોયેં,
મીઠા માવજીની સાટુ તલ સોયેં,

લાવો લાવો રે ગોણીયાં ગાયું હોયે,
કાળા કરસનજીની સાટુ ગાયું હોયે,
ગોરા ગોવિંદજીની સાટુ ગાયું હોયે,
મીઠા માવજીની સાટુ ગાયું હોયે.

ઓલ્યો સોનીડો તે મોયો એના જડતરને,
હું તો મોહી મારા કરસનજીના ભણુતરને.

ઓલ્યો સુતાર મોયો એના સાગને,
હું તો મોહી મારા કરસનજીના રાગને.

ઓલ્યો લુવારી મોયો રે એના લોઢાને,
હું તો મોહી મારા કરસનજીના મોઢાને.

ઓલ્યો ઘાંચીડો મોયો એની ઘાણીને,
હું તે મોહી મારા કરસનજીની વાણીને.

૪૫

## રૂસણું

[ આ પ્રસંગમાં તો રૂસણું ઉતરતું જ નથી. રીસાઇને રૂક્ષ્મણી રાણી પીયર જાય છે. વેદના વધુ કારમી છે. ]

§

શેરી વચાળે ઉભી'તી ને નરમળ નરમળ જોતી'તી
વાટડીયું જોતી'તી દીનાનાથની.

દીનોનાથ ઘેરે આવીઆ ને ચંપો મરવો લાવીઆ,
લાવીને રોપ્યો છે રાધા આંગણે.

નહિ રાંધું ને નહિ પિરસું જી, નહિ વલોણું તાણું જી,
રીસાવી પોઢયાં રે રાણી રૂખમણી.

જેઠ બેઠા આંગણીએ ને સાસુ બેઠાં રાંધણીએ,
. પિરસો તો જમીએં રે રાણી રૂખમણી.

બાર દિ'નાં ભૂખ્યાં છે, ને તેર દિ'નાં તરસ્યાં છે,
પિરસો તો જમીએં રે રાણી રૂખમણી.

બાર જણીયું રાંધે છે, ને તેરમી વલોવે છે,
વાંસો વાળી ઉભાં રાણી રૂખમણી.

અમ્મારાં ને મૈયરીયાં અમ્મારાં ને પીયરીયાં,
તીયાં ને મેલો રે દીનાનાથજી.

અઢાર ગજ વડ ઉંચો છે, ને પંદર ગજ વડ પો'ળો છે,
તીયાં ને વીસામો રાણી રૂખમણી.

માને ધીડી મળે છે, માને આંસુ ઝરે છે,
માતાને આંસુડે સરવર છલી વળ્યાં.

માને ધીડી મળે છે, ધીડી ધ્રૂશક મેલે છે,
ધીડીને ધ્રશકડે ડુંગર ડોલીઆ.

કાચી માટીના માતા અમને ઘડયાં, તાતા તેલમાં અમને તળ્યાં,
મુરખડો ભરથાર રે માતા અમે તર્યાં.

ગંગા માટીનાં ધીડી તમને ઘડયાં, ગંગા જમના તમે વર્યાં.
શ્રીકૃષ્ણ ભરથાર રે ધીડી તમે વર્યાં.

## ૪૬

# ઘટે નહિ તમને રે

[ રીસાયલાં રાધા ઝળકતી કસુંબલ ચુંદડી પહેરીને યમૂનાને તીરે કદંબની છાંયડીમાં બેઠાં છે. દીનાનાથ આવીને લાચાર હૈયે સાદ ઉપર સાદ પાડે છે કે બોલો ! બોલો ! રાધાજી પોતાની પલટાયલી દશાનું ભાન કરાવવા માટે પતિનાં પ્રેમભર્યાં આચરણની સામે વર્તમાન સ્થિતિનું વિરોધ-ચિત્ર ખડું કરે છે. એના રૂદનમાં તોછડાઇ નથી, પ્રીતિની વેદના છે, મૃદુ કચવાટ છે. અને આખરે જ્યારે મનામણાં કરીને સ્વામી રાધાજીને ઘેરે પધારે છે ત્યારે હર્ષછલકાતાં રાધાજી ભગર ભેંસને પણ પતિથી ભડકાવવાનો સુંદર વિનોદ કરે છે ! ]

§

આવો રૂડો જમનાજીનો આરો, કદંબ કેરી છાંયા રે.
ત્યાં કાંઇ બેઠાં રાધાજી નાર, કસુંબલ ઓઢી રે.

એને કસુંબે કસબી કોર, પાલવ રૂડો ઝળકે રે.
ત્યાં કોઇ આવ્યો કાનુડો દાણી, છેડો લીધો તાણી રે.

દસ સાદ કરે દીનોનાથ, ન બોલે નારી રે.
બોલો બોલો રાધા ગોરી નાર, અબોલા આ શેના રે.

વા'લે હીરના હીંચોળા બંધાવી, હીંચોળેલ અમને રે.
હવે કુવામાં ઉતારી વરત વાઢો, ઘટે નહીં તમને રે.

વા'લે ફુલના પછેડા ઓઢાડી, રમાડેલ અમને રે.
હવે ધોળી ધાબળડી ઓઢાડો, ઘટે નહિ તમને રે.

વા'લે દુધ ને સાકરડી પાઇ ઉછેરેલ અમને રે.
હવે વખડાં ઘોળી ઘોળી પાવ, ઘટે નહિ તમને રે.

વા'લે ઝાંઝરને ઝણકારે રમાડેલ અમને રે.
હવે મહીડાં લૂંટી લૂંટી ખાવ, ઘટે નહિ તમને રે.



* વા'લો આવ્યા અમારી શેરી, ફુલડાં મેલ્યાં વેરી રે.
વા'લો આવ્યા અમારે ઓટે, ફુલડાં નાખ્યાં ગોટે રે.
વા'લો આવ્યા અમારી ખડકી, ભગર ભેંસ ભડકી રે.

૪૭

# મેણાં

[ લોક-જીવનને સહજ એવી આ પ્રણય-કલહની કલ્પિત ઘટનાનું આરોપણ આંહી રાધા-કૃષ્ણના જીવનમાં થયેલું છે. પાતળાયા પ્રભુજી સાદા લોકવૈભવ વચ્ચે આરામ કરે છે. પવન ઢોળતી રાધિકાના હાથમાંથી અચાનક વીંઝણો વછૂટીને પોઢેલા પતિદેવની છાતી પર અથડાય છે. દુભાયેલા ભરથારે વસમો ઠપકો દીધો. અપમાનભર્યાં વેણ કાઢ્યાં. કોચવાયેલી આર્ય નારીનું બીજું શું ગજું ? ભાઇને સંદેશા પહોંચ્યા. દુઃખીયારાં બ્હેનની વારે તો વીરો ફોજ લઇને ચડી આવ્યો. પ્રથમ તો પોતાની બ્હેનનો શો અપરાધ થયો તે પૂછી લે છે. ઢોળવું ફોડવું અને અજવાસ કરવો, એવા એવા દોષો પણ અત્યંત ગંભીર મનાવાનો અને તેમાંથી કંકાસ જન્મવાનો એ યુગ હતો. ભાઇનો પ્રશ્ન એ રીતે સાહજીક હોવાથી શોભે છે. બ્હેને પોતાના દુઃખનો ગંભીર પ્રકાર કહી સંભળાવ્યો. ભાઇએ બે વચ્ચે સરસ તોડ કાઢયો. જઇને એ બનેવીને પણ સામાં મેણાં સંભળાવી આવ્યો. બસ ! વેર વળી ગયું. ]

§

વા'લો સાગ સીસમનો ઢોલીઓ
અમરા ડમરાનાં છે વાણ રે શામળીઆજી

ત્યાં કૈં અતલસનાં ઓશીસડાં,
ત્યાં કૈં મશરૂની તળાયું રે શામળીયાજી.

ત્યાં કૈં ગલવટ ગાલ-મસૂરીયાં,
ત્યાં કૈં ભેરવના ઓછાડ રે શામળીઆજી.

ત્યાં કૈં પોઢે પરભુજી પાતળીઆ,
રાણી રાધાજી ઢોળે વાય રે શામળીયાજી.

રાધા હાથે વછૂટ્યો વીંઝણો,
હરિને વાગેલ હૈયા વચ્ચે રે શામળીઆજી.

દીનોનાથ તે મેણાં બોલીઆ,
તમે નીચા તે કુળનાં છોરૂ રે શામળીઆજી

તમે નીચાં તે માયલાં નીચકડાં,
તમે પરઘેર ભરીયાં પાણી રે શામળીઆજી.

એક મારા મૈયરનો સોનીડો,
સોની સંદેશો લઈ જાજે રે શામળીઆજી.

મારા વીરાને જઈને કે'જે રે,
વીરા બેનીજી દુઃખીઆરાં રે શામળીઆજી.

વીરે સો રે ઘોડે સો હાથીએ,
વીરે પાદર ડેરા તાણ્યા રે શામળીઆજી.

બેની શું રે ઢાળ્યું શું ફોડીયું,
બેની શો રે કર્યો ભંજવાડો રે શામળીઆજી.

વીરા નથી ઢાળ્યું નથી ફોડીયું,
વીરા નથી કર્યો ભંજવાડો રે શામળીઆજી.

દીનોનાથ તે પોઢયા ઢાલીએ,
હું તો હરખે ઢાળંતી વાય રે શામળીઆજી.

મારે હાથે વછૂટયો વીંઝણો,
હરિને વાગેલ હૈડા વચ્ચે રે શામળીઆજી.

દીનોનાથ તે મેણાં બોલીઆ,
તમે નીચા તે કુળનાં છોરૂ રે શામળીઆજી.

તું તો નીચા તે માયલો નીચકડો,
તેં તો પર ઘેર ચાર્યાં ઢોરાં રે શામળીઆજી.

તું તો ખંભે તે રાખતો ધાબળી,
તું તો ભરવાડુંનો ભાણેજ રે શામળીંઆજી.

તું તો છાલે છાલે છાશ પીતો'તો
તારી કોણીએ રેલા ઉતરતા રે શામળીઆજી.

૪૮

## રીસેભર્યાં રાધાજી

[ આ પણ રાધાજીનું ત્રીજી જાતનું રૂસણું છે. રીસ ઉતર્યા પછી વિરહઘેલી બનીને અનિષ્ટની શંકાથી સ્વામીને શોધવા નીકળેલ છે. ]

હાં રે પરભુ ગ્યા'તા ચંપા કેરી વાડીયે
લાવ્યા રે ફુલ કેવડો ભગવાન !

હાં રે ભરી સભામાં પાડેલ ભાગ
રાધાનો ભાગ ભૂલીયા ભગવાન (૨)

હાં રે રાધા રીસભર્યાં આવ્યાં ઘેર
નેણે રે આંસુ બહુ ઝરે ભગવાન (૨)

હાં રે દીધાં દીધાં ડેલીનાં કમાડ
ભોગળ તાળાં ભીડીયાં ભગવાન (૨)

હાં રે રાધા ઉઘાડોને કમાડ
ભોગળ તાળાં ભાંગશું રાધે પ્યારી (૨)

હા રે જાવ જાવ માનેતીને મો'લ
આંહી તે શીદ આવીયા ભગવાન (૨)

હાં રે જાશું જાશું માનેતીને મો'લ
પછી રે થાશે ઓરતા રાધે પ્યારી (૨)

હાં રે લાવો લાવો દોરાયું ને લાવો લોટા
ખીલેથી લાવો ધોતીયાં રાધે પ્યારી (૨)

હાં રે નથી નથી દોરીયું ને નથી લોટા
ખીલે રે નથી ધોતીયાં ભગવાન (૨)

હાં રે મારે ટોડલે હાથ ન દેશો!
ચીતર મારાં રેળાશે ભગવાન (૨)

હાં રે મારા ચોકમાં પગ ન દેશો
સૈયર મેણું બોલશે ભગવાન (૨)

હાં રે લીધા લીધા લોટા ને લીધી દોરીયું
ખીલીએથી લીધાં ધોતીયાં રાધે પ્યારી (૨)

હાં રે એક નિશાળે ભણતો નિશાળીયો
ભગવાન જાતા ભાળીયા વીરા મારા (૨)

હાં રે એક નિશાળે ભણતો નિશાળીયો
ભગવાન નથી ભાળીયા બેની મારી (૨)

હાં રે એક પાણીડાં ભરતી પાણીયારી
ભગવાન જાતા ભાળીયા બેની મારી (૨)

હાં રે એક સામી વાડીમાં બેઠો તપસી
ધોવે રૂડાં ધોતીઆં બેની મારી (૨)

હાં રે રાધા લળી લળી લાગે પાય
ગુના મારા માફ કરો ભગવાન (૨)

હાં રે એક દૂધ અને વળી દહીં
મળ્યા પછી નો મળે રાધે પ્યારી (૨)

હાં રે એક શાળ અને મગ દાળ
ભેળવ્યા પછી નો ભળે રાધે પ્યારી (૨)

હાં રે એક પડીયલ હીરલાની ગાંઠ
તૂટે પણ નો છૂટે રાધે પ્યારી (૨)

હાં રે રાધા ઝમરખ દીવડો હાથ
હીંડે જંગલ ગોતતાં ભગવાન (૨)

હાં રે પરભુ પરણી લાવ્યા એક નાર
લાવ્યા છે રંગે રીંછડી રાધે પ્યારી (૨)

# રસ-ગીતો

આ વિભાગનાં કેટલાંએક ગીતોને ટુંકાવી નાંખ્યા છે. કેમકે એ ગીતોની આરંભની મધુર પંક્તિઓ માત્ર અમુક અમુક ક્રિયાઓની સાથે જોડી દઇને વારંવાર ગાયા કરવાની જ ગોઠવણ હોય છે. એટલે એવી ગોઠવણવાળા એકાદ બબ્બે નમૂનાઓનો પરિચય થયા પછી વાચક વર્ગ અથવા ગાનાર વર્ગ સહેલાઇથી બીજાં ગીતોને પણ લંબાવી શકશે. એવા નમૂનાઓ અંદર સાંગોપાંગ આપેલા છે.

આવાં ગીતો નીચે જણાવેલી નિર્દેશવાળી પદ્ધતિ પર વણાય છેઃ-

| | | |
|---|---|---|
| ૧ | ઉતારા | ઓરડા<br>મેડીના મો'લ |
| | બેસણું | સાંગામાંચી હીરભરી<br>માંચી |
| | દાતણ | દાડમી<br>કણેરી કાંન્ય |
| | નાવણુ | કુંડીઓ-ત્રાંબાકુંડીઓ<br>નદીઓનાં નીર-ઝીલણીયાં તળાવ |
| | ભોજન | લાપશી-સેવ સુંવાળી<br>સાકરીઓ કંસાર. |
| | મુખવાસ | એલચી<br>પાનનાં બીડાં પચાસ |
| | પોઢણું. | ઢોલીઆ (સાગ સીસમના)<br>હીંડોળા ખાટય |

| | | | |
|---|---|---|---|
| ૨ | પગ પ્રમાણે | { | કડલાં<br>કાંબીઓ |
| | કેડ ,, | { | ઘાઘરો<br>ઓઢણી |
| | હાથ ,, | { | ચૂડલી<br>ગૂજરી |
| | ડોક ,, | { | ઝરમર<br>તૂલસી |
| | નાક ,, | { | નથડી<br>ટીલડી |

| | | |
|---|---|---|
| ૩ | ઘોઘા શે'રનાં | —ઘોડલાં |
| | હાલાર શે'રનાં | —હાથીડા |
| | વાળાક શે'રની | —વેલડી |
| | દખ્ખણ શે'રના | —ડોળીઆ |
| | ચીતળ શે'રની | —ચુંદડી |
| | સૂરતી શે'રની | —બંગડી |
| | મુંબઇ શે'રનાં | —મોતીડાં |

| | | | |
|---|---|---|---|
| ૪ | | કંસારાનાં હાટ | —હેલ્યડી. |
| | | સોનીડાનાં હાટ | —ઝુમણું, નથડી |
| | (કસુંબાના) | દોશીડાનાં હાટ | —ચુંદડી |
| | | મણીઆરાનાં હાટ | ચૂડલી |

ટુંકાવેલાં ગીતોની નીચે ફુદડીનું એંધાણ મૂકેલું છે.

૪૯

# સ્વપનાં

[ સાસરીઆના કુટુંબ–સુખથી વંચિત એવી કોઇ અતિ દુ:ખીયારીએ અથવા તો લગ્ન–જીવનના ઉમળકા અનુભવતી કુમારિકાએ પોતાના ભૂખ્યા મનોરથોને તૃપ્ત કરવા માટે નિદ્રામાં ને નિદ્રામાં સ્વપ્ન–સૃષ્ટિ સરજી દિસે છે. સસરાને ભવ્ય ડુંગર સ્વરૂપે દેખ્યો, એ ડુંગરમાંથી નીસરતી સ્નેહ–સરિતામાં સાસુજીને ન્હાતાં કલ્પ્યાં, કુટુંબને એ કસ વડે પોષનારા જેઠને વલોણાની ઉપમા દીધી, અને વડીલપદે બેઠેલાં જેઠાણીને એ રસકસમાંથી મોટો હિસ્સો માગતાં આલેખ્યાં. દેર તો હમેશાં ઝીણકો ને જરા તીખો–લવીંગની લાકડી જેવો, અને દેરાણી તો નાનું બાળ, એટલે ઢીંગલે પોતીયે જ રમતી હોય; નણંદનો પતિ તો જોગી સરીખો દેશાટને ભટકતો હોય અને પીયરમાં રહેતી લાડકવાયી નણંદ તો સોનાની થાળીમાં જ જમે. પોતાના ગુરુજીને પારસ–પીપળાની પવિત્રતા અર્પી. ગુરુ–પત્નીને તુળસીનો ક્યારો પૂજતાં કલ્પ્યાં. અને સુખી જીવનની છેલ્લી ટોચ તો બીજી કઇ હોય ! પતિને ગુલાબના ગોટા જેવો કલ્પે છે અને એ ફુલની ફોરમે પોતે પોતાની સૌભાગ્ય–ચુંદડીમાંથી મ્હેકતી કલ્પે છે. ]

§

આજ રે સ્વપનામાં મેં તો ડોલતો ડુંગર દીઠો જો,
ખળખળતી નદીયું રે સાહેલી મારા સ્વપનામાં રે.

આજ રે સ્વપનામાં મેં તો ઘમ્મર વલોણું દીઠું જો,
દહીં દૂધના વાટકા રે સાહેલી મારા સ્વપનામાં રે.

આજ રે સ્વપનામાં મેં તો લવીંગ લાકડી દીઠી જો,
ઢીંગલાં ને પોતીયાં રે સાહેલી મારા સ્વપનામાં રે.

આજ રે સ્વપનામાં મેં તો જટાળો જોગી દીઠો જો,
સોનાની થાળી રે સાહેલી મારા સ્વપનામાં રે.

આજ રે સ્વપનામાં મેં તો પારસ પીપળો દીઠો જો,
તુળસીનો ક્યારો રે સાહેલી મારા સ્વપનામાં રે.

આજ રે સ્વપનામાં મેં તો ગુલાબી ગોટો દીઠો જો,
ફુલડીયાંની ફોરયું સાહેલી મારા સ્વપનામાં રે.

ડોલતો ડુંગર ઇ તો અમારો સસરો જો,
ખળખળતી નદીએ રે સાસુજી મારાં નાતાં'તાં રે.

ઘમ્મર વલોણું ઇ તો અમારો જેઠ જો,
દહીં દૂધના વાટકા રે જેઠાણી મારાં જમતાં'તાં રે.

લવીંગ લાકડી ઇ તો અમારો દેર જો,
ઢીંગલે ને પોતીએ રે દેરાણી મારાં રમતાં'તાં રે.

જટાળો જોગી ઇ તો અમારો નણદોઇ જો,
સોનાની થાળીએ રે નણંદી મારાં ખાતાં'તાં રે.

પારસ પીપળો ઈ તો અમારો ગોર જો,
તૂળસીનો ક્યારો રે ગોરાણી મારાં પૂજતાં'તાં રે.

ગુલાબી ગોટો ઇ તો અમારો પરણ્યો જો,
ફુલડીયાંની ફોરયું સાહેલી મારી ચુંદડીમાં રે.

## ૫૦

# તને વા'લું કોણ ?

એક રંગભર રસીએ પૂછીયું,
રાણી રાજવણ રે તને વા'લું કોણ
રાતી રે રંગ ચૂડી લ્યો.

સાસરીયામાં વા'લો મારો સાસરો,
મહીયરીએ રે મને વા'લો બાપ
રાતી રે રંગ ચૂડી લ્યો–એક રંગભર૦

સાસરીયામાં વા'લી મારી સાસુડી,
મહીયરીએ રે મને વા'લી મા
રાતી રે રંગ ચૂડી લ્યો–એક રંગભર૦

સાસરીયામાં વાલા મારા દેવરજી,
મહીયરીએ રે મને વા'લો ભાઈ
રાતી રે રંગ ચૂડી લ્યો–એક રંગભર૦

સાસરીયામાં વા'લી મારી દેરાણી,
મહીયરીએ રે મને વા'લી ભોજાઈ
રાતી રે રંગ ચૂડી લ્યો–એક રંગભર૦

સાસરીયામાં વા'લી મારી નણંદ બા,
મહીયરીએ રે મને વા'લી બ્હેન
રાતી રે રંગ ચૂડી લ્યો–એક રંગભર૦

૫૧

# મોતી વેરાયલ ચોકમાં

[પાણી ભરતાં ભરતાં પોતાનો હાર તૂટે, એટલા પરથી જ પોતાના સમગ્ર કુટુંબીજનોને સ્નેહભરપૂર વિશેષણો લગાડી સંભારવામાં શી લજ્જત આ પનીઆરીને આવી ગઇ હશે ! ઘણી વાર જીવનની મુંઝવણો પણ મીઠી હોય છે. હાર તૂટ્યો તો હશે કુવાને કાંઠે, પણ એનાં મોતી તો વેરાવા લાગ્યાં મધચોકમાં પહોંચતી વેળા. માથે ભર્યું બેડું : ચોપાસ ગામ-લોકોની મેદની : અને મ્હોં ઉપર થોડો થોડો ઘૂમટો : કેમ કરીને મોતી વીણવા બેસાય ! મધુર સમસ્યા : અને એમાંથી ફુટી નીકળેલી મધુર ઉર્મિઓ. જાણે જગતના ચોકમાં પોતાનાં સ્વજનો રૂપી મોતી વેરાયાં છે !]

ક

રાજ લીલાં મોતી ને હીર દોરીયું,
રે મારો હરખે ઘડાવેલો હાર રાજ
મોતી વેરાયલ ચોકમા

રાજ આઠ કુવા ને નવ પાવઠાં,
રે મારો પાવઠડે લપટ્યો છે પગ રાજ—મોતી૦

રે મારો તૂટ્યો છે નવસરો હાર રાજ—મોતી૦

મારો સસરો તે રણુમલ રાજીયો,
રે મારી સાસૂડી સમદર લેર રાજ—મોતી૦

મારો જેઠ અષાઢીલો મેહૂલો,
રે મારી જેઠાણી વાદળ વીજ રાજ—મોતી૦

મારો દેર દરીઆ માંયલો દેડકો,
રે મારી દેરાણી મારલી જોડય રાજ—મોતી૦

મારો નણુદોઇ વાડી માયલો વાંદરો,
રે મારી નણુદી કટકડાનો ઘોડો રાજ
મોતી વેરાયેલ ચોકમાં.

[જુદા રાગનું]

ઉંચી ઉંચી મેડી મંદિર માળીયાં* રે
નીચા નીચા ઇડરીયો ગઢ રે
મોતી વેરાયલ ચોકમાં રે લોલ.

મારો સસરો તે રણુમલ રાજીયો રે
મારી સાસુડી સમદર લેર રે—મોતી૦

* * *

[જુદા રાગનું]

લે લે મોતી વેરાયલ ચોકમાં,
લે લે સસરો તે રણુમલ રાજીયો.
લે લે સાસુડી સમદર લેર રાજ-લે લે મોતી૦

* * *

*પ્રથમનાં ગીત મુજબ આગળ ચલાવવું.

## ૫૨

# રંગની રમત

[પતિ પત્ની વચ્ચે પ્રત્યેક રંગની સુંદરમાં સુંદર વસ્તુ શોધી કાઢવાની સ્પર્ધા ચાલી રહી લાગેછે. દરેકે દરેક પદાર્થ કેટલી બધી સજીવ અને હૂબહૂ રીતે પોતપોતાના રંગને રજુ કરી રહ્યો છે! આખા ગીતમાં રંગે રંગ ગુંથાઇ ગયા દિસે છે. પશુ પંખી અને વનસ્પતિનાં દૃષ્ટાંતોની વચ્ચે માનવીના અવયવોનો ઉલ્લેખ અધિક માધુર્ય પૂરે છે. કન્યાના મજીઠે રંગેલા દાંતની કસુંબલ રતાશ, કાંચળીની લીલાશ અને કેશની કાળપ અત્યંત જોરથી ઝલકી ઉઠે છે. પ્રકૃતિનાં સહવાસીઓની આંખો જ રંગનો સાચો વૈભવ માણી જાણે છે.]

§

રામ ને સીતા વાદ વદે,
લાવજો રે એક ધોળું ફુલ! રહા કમળમાં રામ રમે.

ધોળાં પ્રભુજીનાં ધોતીયાં,
ધોળી રે બગલાંની પાંખ, રહા કમળમાં રામ રમે.

રામ ને સીતા વાદ વદે,
લાવજો રે એક રાતું ફુલ! રહા કમળમાં રામ રમે.

રાતો રંગત ચૂડલો,
રાતા રે કન્યાના દાંત રહા કમળમાં રામ રમે.

રામ ને સીતા વાદ વદે,
લાવજો રે એક પીળું ફુલ! રહા કમળમાં રામ રમે.

પીળો હળદર ગાંઠીયો,
પીળી રે કન્યાની ઝાલ રહા કમળમાં રામ રમે.

રામ ને સીતા વાદ વદે,
લાવજો રે એક લીલુ ફુલ રદા કમળમાં રામ રમે.

*લીલી કન્યાની કાંચળી,
લીલી રે પોપટની પાંખ રદા કમળમાં રામ રમે.

રામ ને સીતા વાદ વદે,
લાવજો રે એક કાળું ફુલ! રદા કમળમાં રામ રમે.

÷કાળો કન્યાનો ચોટલો,
કાળો રે આષાઢી મેઘ રદા કમળમાં રામ રમે.

રામ ને સીતા વાદ વદે,
લાવજો રે એક રૂડું ફુલ! રદા કમળમાં રામ રમે.

રૂડો તે વનમાં મોરલો,
રૂડા તો રાજાના મ્હેલ રદા કમળમાં રામ રમે.

*લીલા પોપટ પાંજરે,
લીલી રે એક નાગરવેલ; રદા કમળમાં રામ રમે

×કાળો તે ગેમર હાથીડો,
કાળી તો કોયલડી ગાય; રદા કમળમાં રામ રમે

## ૫૩

# કુંજલડી રે

['મેઘદૂત'ની અંદર ચિત્રકૂટના શિખર પર ઝુરતા યક્ષે પોતાની પ્રિયાને આષાઢને પ્રથમ દિવસે એક વાદળાની સાથે સંદેશો કહાવ્યો હતો. તેમ ગુજરાતની કોઇ વિજોગણે પણ વિદેશ રહેતા સ્વામી પર પોતાની જ જાતિની–અર્થાત સ્ત્રીજનની વેદના સમજે તેવી કુંજલડીને સંદેશો લઇ જવા વિનવી. ઉંચે–અતિ ઉંચે–લાંબી ડોકે સાદ કરતાં ને દૂર દૂરને કોઇ દરિયા-કાંઠે મીટ માંડતાં એ પંખીઓ જાણે કે બહુ જ લાંબે પંથે પળતાં હોય એવું ભાસે છે. દૂર ગયેલા પતિને બીજું કોણ પહોંચી શકે?

પંખી કહે છે કે હું માનવી હોત તો મોઢામોઢ બોલીને સંદેશો દેત, પણ મારે વાચા નથી. મારી પાંખ પર લખી આપો. અને સંદેશો તો બીજો શો હોય? વહેલા વહેલા ઘેર આવજો ને થોડાં વસ્ત્રાભૂષણો લેતા આવજો! ગ્રામ્ય-નારીને બીજું કંઇ યે કહાવવાનું નથી સૂઝતું.]

§

કુંજલડી રે સંદેશો અમારો
જઈ વાલમને કે'જો જી રે!

માણસ હોય તો મુખોમુખ બોલે
લખો અમારી પાંખલડી રે—કુંજલડી રે૦

સામા કાંઠાનાં અમે પંખીડાં
ઉડી ઉડી આ કાંઠે આવ્યાં જી રે—કુંજલડી રે૦

કુંજલડીને વા'લો મીઠો મેરામણ
મોરને વા'લું ચોમાસું જી રે—કુંજલડી રે૦

રામ લક્ષ્મણને સીતાજી વા'લાં
ગોપીયુંને વા'લો કાનુડો જી રે—કુંજલડી રે૦

પ્રીતિ કાંઠાનાં અમે રે પંખીડાં
પ્રીતમ સાગર વિના સૂનાં જી રે—કુંજલડી રે૦

હાથ પરમાણે ચૂડલો રે લાવજો
ગૂજરીમાં રતન જડાવજો જી રે—કુંજલડી રે૦

ડોક પરમાણે ઝરમર લાવજો
તુલસીએ મોતીડાં બંધાવજો જી રે—કુંજલડી રે૦

પગ પરમાણે કડલાં લાવજો
કાંબીયુંમાં ઘુઘરા બંધાવજો જી રે—કુંજલડી રે૦

## ૫૪

## ક્યારે આવો!

[નીચેનાં ત્રણે ગીતોમાં વર્ષા ઋતુ ગવાયલી છે. મોર, કોયલ અને મોરલીના નાદ ઉઠે છે. મેઘાડમ્બરમાંથી વિજળી ઝબૂકે છે. સુસવતા વાયરા કોઇ વાર સાગરે તોફાનો મચાવીને વેપારીઓનાં વ્હાણોને ડોલાવી રહેલ છે. વિદેશ ગયેલા પતિની ચિન્તાભેર વાટ જોવાય છે. દેશ પરદેશથી નવલી વસ્તુઓ વેચાવા આવે છે. પણ છોગાળા છેલ વિના—રસિક સ્વામી વિના—એનાં મૂલ કોણ મુલવી જાણે? વિરહ—ઉદ્દીપન બરાબર જામેલ છે. હાલારની અંદર આવેલાં જામનગર અને મોરબી જેવાં માતબર રાજ્યો હાથી માટે વિખ્યાત હતાં. ઘોઘાનાં ઘોડાં વખણાતાં, વાળાક પ્રદેશમાં કાઠીઓ વસતા હોવાથી ત્યાંની વેલડીઓ (કાઠીઆણીના રથો) મશહુર હતી. ચીતળમાં ચુંદડીઓનો રંગાટ જોશભેર ચાલતો. આ રીતે લોક-ગીતો ભુગોળ પણ શીખવી જાય છે.]

§

વનમાં બોલે ઝીણા મોર
કોયલ રાણી કિલોળ કરે રે લોલ.

ઝીણા ઝરમર વરસે મેઘ
વાદળડી વાયે વળે રે લોલ.

એની ‡મારો ઉતારાનો કરનારો
જાદવરો ક્યારે આવે રે લોલ !

આવશે સાતમ ને સોમવારે
આઠમની અધરાતે રે લોલ—વનમાં૦

એની ‡મારો દાતણનો કરનારો
જાદવરો ક્યારે આવે રે લોલ !

આવશે સાતમ ને સોમવારે
આઠમની અધરાતે રે લોલ—વનમાં૦

* * *

‡ તારો
*નાવણ, ભોજન, પોઢણ ઇત્યાદિ.

૫૫

## ઘનઘોર

કાળી કાળી વાદળીમાં વીજળી ઝબૂકે.
મેવલો કરો ઘનઘોર,
જોને કળાયલ બોલે છે મોર.
જોને નીમાળેલ બોલે છે મોર.

કડલાંની પે'રનારી ગઇ છે નગરમાં,
વેરી વેરી કાંબીયુંની જોડ
જોને કળાયલ બોલે છે મોર—કાળી કાળી૦

ગૂજરીની પે'રનારી ગઇ છે નગરમાં,
વેરી વેરી ચૂડલીની જોડ
જોને કળાયલ બોલે છે મોર—કાળી કાળી૦

ઝરમરની પે'રનારી ગઇ છે નગરમાં,
વેરી વેરી તૂળસીની જોડ
જોને કળાયલ બોલે છે મોર—કાળી કાળી૦

નથડીની પે'રનારી ગઇ છે નગરમાં,
વેરી વેરી ટીલડીની જોડ
જોને કળાયલ બોલે છે મોર—કાળી કાળી૦

૫૬

## ડોલરીયો દરિયાપાર

વા વાયા ને વાદળ ઉમટ્યાં,
મધ દરિયે ડુલેરાં વ્હાણ, મોરલી વાગે છે.

એક હાલાર શે'રના હાથીડા,
કાંઇ આવ્યા અમારે દેશ, મોરલી વાગે છે.

છેલ છોગાળો હોય તો મૂલવે,
ડોલરીયો દરિયાપાર, મોરલી વાગે છે.

એક ઘોઘા તે શે'રનાં ઘોડલાં,
કાંઈ આવ્યાં અમારે દેશ, મોરલી વાગે છે.

છેલ છોગાળો હોય તો ભૂલવે,
ડોલરીયો દરિયાપાર, મોરલી વાગે છે.

એક વાળાક શે'રની વેલડી,
કાંઈ આવી અમારે દેશ, મોરલી વાગે છે–
છેલ છોગાળો૦

એક દખણુ શે'રના ડોળીઆ,
કાંઈ આવ્યા અમારે દેશ, મોરલી વાગે છે–
છેલ છોગાળો૦

એક ચીતળ શેરની ચુંદડી,
કાંઈ આવી અમારે દેશ, મોરલી વાગે છે–
છેલ છોગાળો૦

એક મુંબઈ શે'રનાં મોતીડાં
કાંઈ આવ્યા અમારે દેશ, મોરલી વાગે છે–
છેલ છોગાળો૦

એક સૂરત શે'રની બંગડી,
કાંઈ આવી અમારે દેશ, મોરલી વાગે છે–
છેલ છોગાળો૦

૫૭

## દોહ્યલા દા'ડા

[ જીવનની ફુલવાડીમાં હૃદય રૂપી કેવડાની ફોરમો છૂટી રહી છે. એવે ટાણે પતિને ચાકરીએ જવાનાં કહેણ આવ્યાં જાય છે. પત્ની પોતાના ભરથારની ત્રણે ઋતુ પરત્વે ચિંતા કરે છે. ]

§

મારી નવરંગી વાડીમાં કેવડો મ્હેકીયો રે લોલ.
ઠાકોર કેવડો લેતા જાવ કે આગળ નૈ મળે રે લોલ !

આવ્યા શિયાળાના દા'ડા, લાગે હવે દોયલા રે લોલ
ભેળાં રેશમી ગાડલાં લેશું, શિયાળો શું કરે રે લોલ–મારી૦

આવ્યા ઉનાળાના દા'ડા, લાગે હવે દોયલા રે લોલ
ભેળા મીણીયા માફા લેશું, ઉનાળો શું કરે રે લોલ–મારી૦

આવ્યા ચોમાસાના દા'ડા, લાગે હવે દોયલા રે લોલ
ભેળી ચમ્મર છતરી લેશું, ચોમાસું શું કરે રે લોલ–મારી૦

૫૮

## સાંભર્યો

ઢાલે રમતાં સાંભર્યાં હરિ અમને રે,
મારાં મનડાં ઉદાસી થાય, શું કર્યીં તમને રે !

ઉતારા કરતાં સાંભર્યાં હરિ અમને રે
મુને મંદિર ખાવા ધાય, શું કર્યીં તમને રે–ઢાલે૦

એસણ કરતાં સાંભર્યા હરિ અમને રે,
મારી માચીયું ઢળી ઢળી જાય, શું કર્યાં તમને રે–ઢાલે૦

દાતણ કરતાં સાંભર્યા હરિ અમને રે,
મારી ઝારીયું ઢળી ઢળી જાય, શું કર્યાં તમને રે–ઢાલે૦

નાવણ કરતાં સાંભર્યા હરિ અમને રે,
મારી કુંડીયું ઢળી ઢળી જાય, શું કર્યાં તમને રે–ઢાલે૦

ભોજન કરતાં સાંભર્યા હરિ અમને રે,
મારા કોળીયા ઢળી ઢળી જાય, શું કર્યાં તમને રે–ઢાલે૦

મખવાસ કરતાં સાંભર્યા હરિ અમને રે,
મારી એળચીયું ઢળી ઢળી જાય, શું કર્યાં તમને રે–ઢાલે૦

પોઢણ કરતાં સાંભર્યા હરિ અમને રે,
મારી સેજડી ઢળી ઢળી જાય, શું કર્યાં તમને રે–ઢાલે૦

[ ઉપર મુજબ : જૂદા ઢાળનું ]

હું તો ઢાલે રમું ને હરિ સાંભરે રે
મારાં મનડાં ઉદાસી થાય રે
ઢાલે રમું ને હરિ સાંભરે રે.

હું તો દાતણ કરૂં ને હરિ સાંભરે રે
મારાં દાતણીયાં પડી પડી જાય રે —ઢાલે૦

* * *

૫૯

## અબોલડા શેના!

શેના લીધા મોરા શ્યામ,
અબોલડા શેના લીધા રે!

શેના લીધા દીનાનાથ,
અબોલડા શેના લીધા રે!

દિલડામાં રહી જાશે ડાઘ,
અબોલડા શેના લીધા રે!

હૈયામાં રહી જાશે હામ,
અબોલડા શેના લીધા રે!
—શેના૦

ઉતારા દેશું ઓરડા રાજ!
દેશું મેડી કેરા મોલ—અબોલડા૦

*  *  *

૬૦

## રમવા નીસરી

કાન તારે તળાવ રમઝમતી રમવા નીસરી.
રમવા નીસરી, ટીલડી વિસરી રે—કાન૦
રમવા નીસરી, નથડી વિસરી રે—કાન૦

રમવા નીસરી, ઝરમર વિસરી રે—કાન૦
રમવા નીસરી, ગુજરી વિસરી રે—કાન૦
રમવા નીસરી, ચુંદડી વિસરી રે—કાન૦
રમવા નીસરી, કડલાં વિસરી રે—કાન૦

૬૧

## આછુડો કૂવો

જીવણ આછૂડો કૂવો જળે ભર્યો રે,
માથે વળીયો છે લીલૂડો શેવાળ જો !
આછૂડામાં જાજો જીવણ ઝીલવા રે !

હું તો દાતણીયાં લઇને ઉભી રહી રે,
દાતણ ત્યાં કરજો મારી સગી નણંદના વીર જો—આછૂડામાં૦

૬૨

## ફુલડાં

મારા ઘર પછવાડે રે વાડીયું,
એનાં ફુલડાં લેર્યે જાય રે
વાગે છે વેરણ રે વાંસળી !

એનાં ફુલડાં ફોર્યે જાય રે—વાગે છે૦

રોનાં ફુલડીયાં કરમાય રે—વાગે છે૦

રાણી રાધાજીને પે'રણુ રે કડલાં,
એની કાંબીયે લીધા વાદ રે
વાગે છે વેરણુ રે વાંસળી-મારા૦

*　*　*

૬૩

## નાનું બાળ

એક નાનું સરીખડું બાળ રે મા !
આવ્યું છે આપણે આંગણીએ.

એને નય્ણેથી પ્રાછત જાય રે મા !
આવ્યું છે આપણે આંગણીએ.

એને માથે મેવાડાં મોળીઆં,
એને ખંભે ખાંતીલા ખેસ રે મા-આવ્યું છે૦

એને કાને તે કુંડળ ઝળકંતાં
કોટે કૌસ્તુભ મણિના હાર રે મા-આવ્યું છે૦

એની બાંયે બાજુબંધ બેરખા,
એની દસે આંગળીએ વેઢ રે મા-આવ્યું છે૦

એને પગે રાઠોડી મોજડી,
એની ચટકતી છે ચાલ્ય રે મા-આવ્યું છે૦

૬૪

## મલપતા આવે

વા'લા મારા કેસરીઓ ઘોડો રે,
ગોપીયુંમાં રમવાને છોડયો.

વા'લો મારો મલપતા આવે રે,
સાથે ભાઇબંધને લાવે.

ભાઇબંધ ભલે રીયા ભેળા રે,
આજ છે ઉતારાની વેળા.

ઉતારા નૈ કરીએં ગોરી રે,
આજ છે ભાઇબંધની ટોળી–વા'લા મારા૦

*  *  *

૬૫

## નૈ જાવા દઉં

જીવણ નૈ રે જાવા દઉં આજ,
વનમાં રાતલડી રાખું !

રાતલડી નૈ રહીએ ગોરી રે,
સાથે ભાઇબંધની ટોળી.

આવડી ભાઇબંધની શી હેર,
ઉતારા કરોને આપણે ઘેર !

*  *  *

ઉતારા નૈ કરીએ ગોરી રે,
સાથે ભાઇબંધની ટોળી–જીવણ૦

આવડી ભાઇબંધની શી હેર,
દાતણ કરોને આપણે ઘેર !

દાતણ નૈ કરીએં ગોરી રે,
સાથે ભાઇબંધની ટોળી–જીવણ૦

* * *

૬૬

## લીલી નાઘેરમાં

[સોરાષ્ટ્રની પશ્ચિમે સાગર કાંઠાનો આ રસાળ પ્રદેશ સદાય લીલુડો, સોરઠની શાશ્વતી કુંજ સરખો રહે છે. નાગરવેલનું મોટું ધામ છે.]

§

ઝીણા મોર બોલે આ લીલી નાઘેરમાં,
લીલી નાઘેરમાં, લીલી વનરાઇમાં—ઝીણા૦

ઉતારા કરોને આજ લીલી નાઘેરમાં,
દેશું દેશું મેડીના મોલ રાજ—ઝીણા૦

દાતણ કરોને આજ લીલી નાઘેરમાં,
દેશું દેશું કણેરી કામ્ય રાજ—ઝીણા૦

નાવણ કરોને આજ લીલી નાઘેરમાં,
દેશું દેશું નદીયુંનાં નીર રાજ—ઝીણા૦

ભોજન કરોને આજ લીલી નાઘેરમાં,
દેશું દેશું સાકરીયો કંસાર રાજ—ઝીણા૦

મુખવાસ કરોને આજ લીલી નાઘેરમાં,
દેશું દેશું તે બીડલાં પચાસ રાજ—ઝીણા૦

પોઢણુ કરોને આજ લીલી નાઘેરમાં,
દેશું, દેશું હીંડોળાખાટ રાજ—ઝીણા૦

૬૭

## રતન કુવો

ભાવુભાના બાગમાં રતન કુવો;
ત્યાં સો સો બેડલીયાંની હેલ્યું ચડે
રે જળ વાદળીનાં નીર મારે કોણ ભરે !

હું રે ભરૂં ને મારી ભાભી ભરે;
ત્યાં ભાભીનો સાયબો આડો ફરે,
રે જળ વાદળીનાં નીર મારે કોણ ભરે !

બંગડી ઘડાવ વીરા બંગડી ઘડાવ,
ચૂડલીને ફરતાં રતન જડાવ—રે જળ૦

ભાવુભાના બાગમાં રતન કુવો,
ત્યાં સો સો બેડલીયાંની હેલ્યું ચડે—રે જળ૦

હું રે ભરૂં ને મારી દેરાણી ભરે,
ત્યાં દેરાણીનો સાયબો આડો ફરે—રે જળ૦

ટીલડી ઘડાવ્ય દેરી ટીલડી ઘડાવ્ય,
નથડીને ફરતાં મોતી જડાવ્ય—રે જળ૦

૬૮

## અંખીયાં નીંદરભરી

નીંદરભરી રે ગુલાલે ભરી
આજ મોરી અંખીયાં નીંદરભરી રે !

સામી બજારે વાણીડાનાં હાટ છે,
ચુંદડી વોરવા સાંચર્યાં જી—આજ૦

* * *

૬૯

## રાધકા રંગભીની

બીલી બીલીનો રંગ લાગ્યો રૂડો હો
રાધકા રંગભીની !

તારા માથાનો અંબોડો હો રાધકા રંગભીની !
જાણે છૂટયો તેજી ઘોડો હો રાધકા રંગભીની—બીલી૦

તારી આંખ્યુનો ઉલાળો હો રાધકા રંગભીની !
જાણે દરિયાનો હિલોળો હો રાધકા રંગભીની—બીલી૦

તારા નાકડીયાની ડાંડી હો રાધકા રંગભીની!
જાણે દીવડીએ શગ માંડી હો રાધકા રંગભીની–ખીલી૦

તારા હાથની હથેળી હો રાધકા રંગભીની!
જાણે બાવનપરની થાળી હો રાધકા રંગભીની–ખીલી૦

તારા હાથની આંગળીયું હો રાધકા રંગભીની!
જાણે ચોળામગની ફળીયું હો રાધકા રંગભીની–ખીલી૦

તારા વાંસાનો વળાકો હો રાધકા રંગભીની!
જાણે સરપનો સડાકો હો રાધકા રંગભીની–ખીલી૦

૭૦

## મોતીબાગમાં

ઉંચી મેડી રે મારા સાયબની રે લોલ,
નીચી નીચી ફુલવાડી ઝૂકાઝૂક!
હું તો રમવા ગઈ'તી રે મોતીબાગમાં રે લોલ

માથું ગુંથેલું મારૂં મોતીએ રે લોલ
ઉપર ઓઢણીની રહી છે ઝૂકાઝૂક—હું તો૦

કાન પરમાણે મારી ત્રોટીયું રે લોલ,
ઉપર ઝૂમણાંની રહી છે ઝૂકાઝૂક—હું તો૦

નાક પરમાણે મારી નથડી રે લોલ,
ઉપર ટીલડીની રહી છે ઝૂકાઝૂક—હું તો૦

* * *

૭૧

## જોગીડો

જોગીડો ઉતર્યો, સેજ વડલા તળે રે લોલ.
બાવલીયો ઉતર્યો, સેજ વડલા તળે રે લોલ.

સાંગામાચી જોગીડાને હીરે ભરી રે લોલ,
બેસણુ કરે બોલ્યા જોગીની જમાત રે—જોગીડો ઉતર્યો૦

સોનાની ઝારી જોગીડાને જળે ભરી રે લોલ,
દાતણુ કરે બોલ્યા અતીતની જમાત રે—જોગીડો ઉતર્યો૦

ત્રાંબાકુંડી જોગીડાને જળે ભરી રે લોલ,
નાવણુ કરે બોલ્યા બાવાની જમાત રે—જોગીડો ઉતર્યો૦

સોનાની થાળી જોગીડાને ભોજન ભરી રે લોલ,
ભોજન કરે બોલ્યા અતીતની જમાત રે—જોગીડો ઉતર્યો૦

લવીંગ સોપારી જોગીડાને પાન બીડાં રે લોલ,
મખવાસ કરે બોલ્યા જોગીની જમાત રે—જોગીડો ઉતર્યો૦

ઢીંચણુ સામો જોગીડાને ઢોલીયો રે લોલ,
પોઢણુ કરે બોલ્યા બાવાની જમાત રે—જોગીડો ઉતર્યો૦

૭૨

## મારી મીરાંવંતી

મીરાંવંતી કે' મારી નજરમાં હતી,
આવજો રે મારી મીરાંવંતી !

ઇસવરને વા’લાં પારવતી,
આવજો રે મારી મીરાંવંતી !

સામી બજારે જોશીડાનાં હાટ છે,
લગન હટાવાને હાલી સતી–આવજો રે૦

સામી બજારે મણીઆરાનાં હાટ છે,
ચુડલો ફ્રટાવાને હાલી સતી–આવજો રે૦

સામી બજારે સોનીડાનાં હાટ છે,
ઝુમણું હટાવાને હાલી સતી–આવજો રે૦

૭૩

## રમવા મેલો

[જાગરણની રાત્રિયે રમવા એકઠી થયેલી સહીયરો બે પક્ષમાં વ્હેંચાઇ જાય છે; સામસામી પંક્તિ ગોઠવી, સામસામી તાળીઓ દેતી અને આ ગીત ગાતી ગાતી શેરીએ શેરીએ ઘૂમે છે. જે સહીયર હાજર ન થઇ હોય તેના ઘર પાસે જઇને તેના પતિને વિનવે છે કે તમારી ગોરીને રમવા મોકલો. જાગરણના આ જલસાઓ હંમેશાં પરોડિયે જ વીંખાય છે. તે વખતે પણ બધી સખીઓનું વૃંદ ગાતું ગાતું એક પછી એક તમામને સ્વગૃહે પહોંચાડી આવે છે. રમતાં રમતાં હાર વટે, એ બીના રમતની બેભાન મસ્તીનો–તલ્લીનતાનો ખ્યાલ આપે છે.]

§

ગલ વાગ્યો એવો ઉગ્યો રે,
ગલ લાલ હ્યો, બાજોઠી હ્યો !

*........ભાઈ તમારી ગોરી રે–ગલ લાલ હ્યો૦
અમ સાથે રમવા મેલો રે–ગલ લાલ હ્યો૦

અમે રમશું ને રમાડશું-ગલ લાલ લ્યો૦
પરોડીએ પાછાં વાળશું-ગલ લાલ લ્યો૦
અમે રમશું મેડી હેઠ રે-ગલ લાલ લ્યો૦
અમે મેલી જાશું ઘેર ઠેઠ રે-ગલ લાલ લ્યો૦
એનો રમતાં તૂટ્યો હાર રે-ગલ લાલ લ્યો૦
એનાં ફુલ વેરાતાં જાય રે-ગલ લાલ લ્યો૦
એને વીણુતાં લાગી વાર રે-ગલ લાલ લ્યો૦
એનો હીરલો નાઠ્યો હાથ રે-ગલ લાલ લ્યો૦

*દરેક સ્રીના પતિનું નામ લઇ લઇ રાસડો ચાલુ રખાય છે.

૭૪

## મારા પોપટ !

મેં રે પોપટ તને વારીયો રે પોપટ !
રાસડે રમવા આવ્ય મારા પોપટ !
જાજે *જીવાજીની મેડીએ રે પોપટ !
જીવાજીની રાણીયું છેલ મારા પોપટ !
તુજને ઘડાવશે ઘૂઘરા રે પોપટ !
હરખે ઘડાવશે હાર મારા પોપટ !

* એ રીતે ગમે તે દરબારના નામ મૂકીને તમામ ચરણો વારંવાર ગવાય છે.

૭૫

## રાજાના કુંવર

ઝુલણુ મોરલી વાગી રે રાજાના કુંવર
હાલોને જોવા જાયેં રે
મોરલી વાગી રે રાજાના કુંવર.

ચડવા તે ઘોડો હંસલો રે રાજાના કુંવર,
પીતળીયાં પલાણુ રે—મોરલી૦

બાંયે બાજૂબંધ બેરખા રે રાજાના કુંવર,
દસે આંગળીએ વેઢ રે--મોરલી૦

માથે મેવાડાં મોળીયાં રે રાજાના કુંવર,
ખીનખાબી સૂરવાળ રે--મોરલી૦

પગે રાઠોડી મોજડી રે રાજાના કુંવર,
ચાલે ચટકતી ચાલ્ય રે--મોરલી૦

૭૬

## શ્યામ બોલાવે

વનમાં હીંડોળો બાંધીયો સખી શ્યામ બોલાવે !
બાંધ્યો છે વડલાની ડાળ્ય, ગિરધરલાલ બોલાવે !

પરભુજી મારે ઘેર પરોણુલા રે,
શાં શાં બેસણુ દેશ, ગિરધરલાલ બોલાવે !
સાંગા તે માચી હીર ભરી રે,
એવાં બેસણુ દેશ, ગિરધરલાલ બોલાવે-વનમાં૦

પરભુજી મારે ઘેર પરોણુલા રે,
શાં શાં નાવણુ દેશ, ગિરધરલાલ બોલાવે !
ત્રાંબા તે કુંડી જળે ભરી રે,
એવાં નાવણુ દેશ, ગિરધરલાલ બોલાવે-વનમાં૦

પરભુજી મારે ઘેર પરોણુલા રે,
શાં શાં ભોજન દૈશ, ગિરધરલાલ બોલાવે !
સેવ સુંવાળી લાપસી રે,
એવાં ભોજન દૈશ, ગિરધરલાલ બોલાવે-વનમાં૦

પરભુજી મારે ઘેર પરોણુલા રે
શાં શાં મખવાસ દૈશ, ગિરધરલાલ બોલાવે !
પાન બીડાં ને એળચી રે,
એવા મખવાસ દૈશ, ગિરધરલાલ બોલાવે-વનમાં૦

પરભુજી મારે ઘેર પરોણુલા રે
શાં શાં પોઢણુ દૈશ, ગિરધરલાલ બોલાવે !
સાગ સીસમના ઢોલીઆ રે,
એવાં પોઢણુ દૈશ ગિરધરલાલ બોલાવે-વનમાં૦

૭૭

## ખેધે પડયો છે

ચંદન તળાવડી રોકી કાનૂડે
જળ ભરવા નો દીયે, કાનૂડો મારે ખેધે પડયો છે.
વનમાં કાનો દાતણ મગાવે,
વનમાં દાતણ કયાંથી, કાનૂડો મારે ખેધે પડયો છે.

ખેધે પડયો છે ગુણગારો,
હઠીલો મારે ખેધે પડયો છે.
વનમાં કાનો નાવણ મગાવે,
વનમાં નાવણ કયાંથી, કાનૂડો મારો ખેધે પડયો છે-ખેધે૦

* * *

૭૮

## ગોવાલણુ

ગોકુળ ગામથી ગોવાલણુ ઉતરી રે
મથુરામાંથી ઉતર્યા કાન રાજ
ગરબે રમવા તે વે'લા આવજો રે !

તમને ઉતારા દેશું ઓરડા રે,
દેશું દેશું મેડી કેરા મોલ રાજ—ગરબે૦

* * *

૭૯

## રાસ રમાડો

કાનો વગાડે વાંસળી જી રે,
ગોપી વગાડે કડતાળ રે રાસ રમાડો જી રે

આવો તો ઉતારા ઓરડાજી રે,
મેડીના મોલ જ દઇશ રે રાસ રમાડો જી રે
—કાનો વગાડે૦

આવો તો દાતણુ દાડમી જી રે
કણેરી કામ્યું દઇશ રે રાસ રમાડો જી રે
—કાનો વગાડે૦

૮૦

## કેવડો

એ હરિ હાં રે,
કુવાને કાંઠે એક કેવડો;
કેવડો નીર વન્યા સૂકાય
વા'લોજી વગાડે વાંસળી.

એ હરિ હાં રે,
બેસણુ કરૂં ને વાલોજી સાંભરે!
બેસણુ રાખું વા'લાજીની કાજ
વા'લોજી વગાડે વાંસળી.

*     *     *

૮૧

## તળાવડી

ચંદણુ ભરી તળાવડી વનરાવનમાં,
એની મોતીડે બાંધી પાળ્ય, નરસી ચાલ્યાં રે વનરાવનમાં

પરભુજી મારે ઘેર પરોણુલા વનરાવનમાં,
એને શાં શાં બેસણુ દેશ     —નરસી૦

*     *     *

૮૨

## વેરાગણુ !

એક વાર ચીતળ જાજે વેરાગણુ
ચીતળની ચુંદડી લાવ્યે વેરાગણુ
ઉભલી રહીને વોર્યે વેરાગણુ
હવે મારાં મનડાં માન્યાં વેરાગણુ
ભવના અબોલડા ભાંગ્યા વેરાગણુ !

એક વાર હાલાર જાજે વેરાગણુ
હાલારના હાથીડા લાવ્યે વેરાગણુ
હેઠી બેસીને વોર્યે વેરાગણુ
હવે મારાં મનડાં માન્યાં વેરાગણુ
ભવના અબોલડા ભાંગ્યા વેરાગણુ !

એકવાર દખણુ જાજે વેરાગણુ
દખણુના ડોળીયા લાવ્યે વેરાગણુ
અવળી રહીને વોર્યે વેરાગણુ
હવે મારાં મનડાં માન્યાં વેરાગણુ
ભવના અબોલડા ભાંગ્યા વેરાગણુ !

એક વાર ઘોઘે જાજે વેરાગણુ
ઘોઘાનાં ઘોડલાં લાવ્યે વેરાગણુ
ખુટી ઝાલીને તું વોર્યે વેરાગણુ
હવે મારાં મનડાં માન્યાં વેરાગણુ
ભવના અબોલડા ભાંગ્યા વેરાગણુ !

એક વાર હળવદ જાજે વેરાગણુ
હળવદના હીરલા લાવ્યે વેરાગણુ
નાક ઝાલીને તું વોચેં વેરાગણુ
હવે મારાં મનડાં માન્યાં વેરાગણુ
ભવના અબોલડા ભાંગ્યા વેરાગણુ !

*　*　*

૮૩

## વણઝારો

માળવેથી પોઠયું હલકી સાહેબજી,
આવી છે આપડે દેશ રે સાહેબજી
　　લોભી આવ્યો વણુઝારો નાયકજી.

કાઠીઆવાડની કાંબીયું લૈ આવો સાહેબજી,
　　કડલામાં રતન જડાવો સાહેબજી—લોભી૦

નગરની નથડી લૈ આવો સાહેબજી,
　　ટીલડીમાં રતન જડાવો સાહેબજી—લોભી૦

સુરતની બંગડી લૈ આવો સાહેબજી,
　　ચૂડલીમાં રતન જડાવો સાહેબજી—લોભી૦

૮૪

## મૈયારણ

હું રે મૈયારણ રે ગોકળ ગામની;
મારાં મૈડાં કોઇ લ્યો રે
મૈયારણ રે ગોકળ ગામની.

પગ પરમાણે રે કડલાં લાવજો,
કાંબીયું લાવજો છુટી,
મૈયારણ રે ગોકળ ગામની.

* * *

૮૫

## ન મારીએ

ધન્ય ગોકળ ધન્ય ગામડાં રે
ધન્ય વનરાવન શે'ર મારા વા'લા !

અસતરી નો મારીએં રે
ઉંબરાની રખવાળ મારા વા'લા—ધન્ય૦

બાળકડું નો મારીએં રે
પીંગલાંનો રખવાળ મારા વા'લા—ધન્ય૦

પોપટડો નો મારીએં રે
પાંજરાનો રખવાળ મારા વા'લા—ધન્ય૦

મોરલીયો નો મારીએં રે
ડુંગરાનો રખવાળ મારા વા'લા—ધન્ય૦.

કોયલડી નો મારીએં રે
આંબાની રખવાળ મારા વા'લા—ધન્ય૦.

૮૬

## જોડે રહેજો રાજ

[ લગ્ન પછીની મધુ-રજનીનું આ સ્નેહગીત ગુજરાતમાં ગવાય છે. ]

જોડે રહેજો રાજ,
કીયા ભાઇની ગોરી રે કેવી વહુ
જોડે રહેજો રાજ !

જોડે નહિ રહું રાજ,
શિયાળાની ટાઢ પડે ને
જોડે કેમ રહું રાજ !

જોડે રહેજો રાજ,
ફૂલની પછેડી સાથે રે હો લાડવઇ
જોડે રહેજો રાજ ! —જોડે૦

જોડે નહિ રહું રાજ,
ઉનાળાના તાપ પડે ને
જોડે કેમ રહું રાજ !

જોડે રહેજો રાજ,
ફુલના પંખા સાથે રે હો લાડવઈ
જોડે રહેજો રાજ! —જોડે૦

જોડે રહેજો રાજ,
ચોમાસાની ઝડીઓ પડે ને
જોડે કેમ રહું રાજ!

જોડે રહેજો રાજ,
મોતીના મોડીઆ સાથે રે હો લાડવઈ
જોડે રહેજો રાજ! —જોડે૦

૮૭

# ગરવાને માથે

[ જુનાગઢમાં દાતારના ડુંગર પર જેની પ્રતિષ્ઠા છે, તે વેલા નામના એક કોળી સંત થઇ ગયા, તેનું નામ 'રૂખડ બાવો' કહેવાતું. બાર વર્ષ સુધી એણે ઉપવાસી રહી ગિરનારની પ્રદક્ષિણા કરી હતી. ચાલીસ દિવસના ઉપવાસી ઈશુ મહારાજ વનરાવનમાં ધૂમી રહ્યા હતા તેનું ભવ્ય ચિત્ર–Christ in wilderness–પશ્ચિમના કોઇ કલાધરે આબાદ નિપજાવેલ છે. લોક–હૃદયમાંથી આલેખાયલું આ રૂખડ જોગીનું પણ એવું જ મસ્ત શબ્દ–ચિત્ર છે. વાદળનાં સાથે વાતો કરતો એ ગરવો ગિરનારે અને તેની શિખરમાળા પર ભમતા આ જટાધારી જોગીરાજ: કોઇ ગંભીર સંધ્યાકાળે કે ફુટતા પ્રભાતે આ દૃશ્ય કેવું થતું હશે ! લોક–ચક્ષુમાં એની કેવી પ્રેરણા થઇ હશે ! ઉપમાઓની જ ધારા વછૂટે છે. મોરલીને માથે ઝુકી રહેલા નાગ જેવો: કુવાની ઉપર જળભરપૂર ઝુલતા કોસ જેવો: બેટાની ઉપર વાત્સલ્યભર્યું હૈયું નમાવીને ઉભેલા પિતા જેવો: પાગલ પતિ ઉપર પોતાનાં નેત્રોનું અમૃત વરસાવતી સ્નેહઘેલી પત્ની જેવો: અને ધરતી ઉપર પોતાની વિરાટ કાયાને વિસ્તારી તારલારૂપી કરોડો આંખો વડે હેત નીતારતા આસમાન જેવો: એવો યોગીવર. ]

§

રૂખડ બાવા તું હળવો હળવો હાલ્ય જો,
 ગરવાને માથે રે રૂખડીયો ઝળુંબીયો.

જેમ ઝળુંબે મોરલીને માથે નાગ જો,
 ગરવાને માથે રે રૂખડીયો ઝળુંબીયો.

જેમ ઝળુંબે કૂવાને માથે કોસ જો,
 ગરવાને માથે રે રૂખડીયો ઝળુંબીયો.

જેમ ઝળુંબે બેટાને માથે બાપ જો,
 ગરવાને માથે રે રૂખડીયો ઝળુંબીયો.

જેમ ઝળુંબે નરને માથે નાર જો,
ગરવાને માથે રે રૂખડીયો ઝળુંબીયો.

જેમ ઝળુંબે ગોપીને માથે કાન જો,
ગરવાને માથે રે રૂખડીયો ઝળુંબીયો.

જેમ ઝળુંબે ધરતી માથે આભ જો,
ગરવાને માથે રે રૂખડીયો ઝળુંબીયો.

• જેમ ઝળુંબે તેતરને માથે બાજ જો,
ગરવાને માથે રે...........ઝળુંબીયો.

૮૮

## જમીઅલશા પીર

[ જમીઅલશા પીર અપંગ મનુષ્યોના પાલક દેવતા ગણાય છે. પુત્ર-પ્રાપ્તિને ખાતર એક બ્રાહ્મણે પીરને ગાય ચડાવવાની માનતા માનેલી. પુત્રનો જન્મ થતાં એ ગાય ચડાવવા દાતારના ડુંગર પર ગયો ત્યારે પીરે પ્રગટ થઇ અવાજ દીધો કે "મને માનતા પહોંચી ચૂકી. જીવતી ગાય પાછી લઇ જા" એ પરચાની એંધાણી તરીકે ગાયની ખરીઓ પત્થરમાં ખૂતી ગઇ હતી. આવી લોકવાયકા ચાલે છે. પીર અને દાતાર તો મુસ્લીમોના દેવતાઓ છે. છતાં લોક-જીવનમાં તો એ હિન્દુ કોમોના પણ પૂજનીય મનાય છે. પીરના તકીઆઓ (નિવાસ સ્થાનો) એટલા વિશુદ્ધ અને ધૂપ દીપ લોબાન વડે સુગંધિત હોય છે કે લોક-હૃદય એમાં સોપારીની પુરણી, કંકુનાં લીંપણ, નારીએલના ગોખલા ઇત્યાદિ પવિત્ર પદાર્થોનાં ચણતરકામની કલ્પનાઓ કરે છે. જમીઅલશાએ ગાયનો ભોગ ન લીધો, એ અહિંસકપણાની લોક-સમાજ પર ઉંડી અસર છે. ]

§

પીર ગાડે તે ઇંટું મગાવજો રે;
પીર ઇંટુંના ઓરડા ચણાવો રે જમીઅલશા,
જે ઘાટ ઘડયા એ ઘાટ પાળજો રે.

પીર ગાડે તે સોપારીયું મગાવજો રે;
પીર સોપારીની પુરણી પુરાવો રે જમીઅલશા,
જે ઘાટ ઘડયા એ ઘાટ પાળજો રે.

પીર ગાડે તે કંકુ મગાવજો રે;
પીર કંકુની ગાર્યું નખાવો રે જમીઅલશા,
જે ઘાટ ઘડયા એ ઘાટ પાળજો રે.

પીર ગાડે તે નાળીએર મગાવજો રે;
પીર નાળીએરના ગોખલા કોરાવો રે જમીઅલશા,
જે ઘાટ ઘડયા એ ઘાટ પાળજો રે.

પીર ગાડે તે એલચી મગાવજો રે;
પીર એલચીના ટોડલા કોરાવો રે જમીઅલશા,
જે ઘાટ ઘડયા એ ઘાટ પાળજો રે.

પીર ગાડે તે લવીંગ મગાવજો રે;
પીર લવીંગનાં જાળીયાં મેલાવો રે જમીઅલશા,
જે ઘાટ ઘડયા એ ઘાટ પાળજો રે.

પીર ગાડે તે ખારેકું મંગાવજો રે;
પીર ખારેકુંની ખીતીયું મેલાવો રે જમીઅલશા,
જે ઘાટ ઘડયા એ ઘાટ પાળજો રે.

પીર ગાડે તે મોતી મગાવજો રે;
પીર મોતીના મોરલા મેલાવો રે જમીઅલશા,
જે ઘાટ ઘડયા એ ઘાટ પાળજો રે.

પીર બામણુને માનતાયું અત ઘણી રે;
દોરી આલો રે ગોરલી ગાય રે બામણીઆ,
જે ઘાટ ઘડયા એ એ ઘાટ પાળજો રે.

પીર નવ રે મહિને દીકરો અવતર્યો રે;
એના મનની મુરાદ પુરી કરી રે જમીઅલશા,
જે ઘાટ ઘડયા એ ઘાટ પાળજો રે.

પીર હાક મારી ને જમીઅલ જાગીયા રે;
પાછી લઇ જાને ગોરલી ગાય રે બામણીઆ,
મારી માનતા આવી અત ઘણી રે.

પીર પથરમાં ખરીયું ખૂતી ગઈ રે;
એનું નવખંડ રાખેલ નામ રે જમીઅલશા,
જે ઘાટ ઘડયાં એ ઘાટ પાડજો રે.

૮૯

## માતાનો વડલો

[એક દેવીએ વડનાં બીજ આણ્યાં, બીજાં દેવીએ હોંશે હોંશે એ બીજ વાવી દૂધ દહીંનાં સીંચન વડે વડલો ઉછેર્યો. અને બાર બાર વીઘામાં વિસ્તરાયેલી ડાળીઓ તેર તેર વીઘા જેટલા પ્રદેશમાં છાંયડો પાથરવા લાગી : એમ કહી વડલાની મહત્તા, રમ્યતા તેમજ ઉપયોગિતાનો ભાસ અપાયો છે, ગામડામાં વડલો એ તો એક સંસ્થા જેટલું મહત્વ ધરાવનાર વૃક્ષ છે. ગ્રામ્ય પ્રજાનાં બાળકોનું કલ્લોલ–સ્થાન, સ્ત્રીઓનું વિહાર–સ્થળ, રમતગમતોનું કેન્દ્ર અને પશુ પંખીનું વિશ્રામ–ભુવન એટલે વડલો. એવી જ એની ભયાનકતા. લોક–કલ્પનાએ ત્યાં દેવીઓના થાનક સ્થાપ્યાં. પછી તો વડલાને કાપે એ ગ્રામ્ય–જીવનની હત્યા કરનારો ઠરે. એના ઉપર દેવીના કોપ ઉતરે.]

§

હોલ્ય માએ આલ્યાં વડનાં બીજ મોરી માતા !
આવંડ મા કે' એ વડલો રોપશું રે માતા !

દહીંએ ને દુધે વડને સીંચતા રે માતા !
વડ વધીને થયો છે રૂંખ મોરી માતા !
બાર વીઘામાં વડની ડાળ્ય મોરી માતા !
તેર વીઘામાં વડની છાંય ઢળે રે માતા !
ડાળીએ તે ડાળીએ દીવા બળે મોરી માતા !
પાંદડે તે પાંદડે રમે રે મોરી માતા !
જેસીંગડો ચડીઓ સાકાર મોરી માતા !
જેસીંગડો કે' એ વડ વાઢશું રે માતા !
થાશે રે જેસીંગડાનો ઢોલીયો રે માતા !
થાશે રે ડેલીનાં કમાડ મોરી માતા !
થાશે રે પુતર કેરાં પારણાં રે માતા !
થાશે રે રાણીયું કેરા રેંટ મોરી માતા !
થાશે રે ધોરી કેરાં ધોંસરાં રે માતા !
જેસીંગડે વડલો વઢાવીઓ રે માતા !
બાળ્યો જેસીંગડાનો ઢોલીયો રે માતા !
બાળ્યો જેસીંગડાનો દરબાર મોરી માતા !
જેસીંગડાની માતા ખોળા પાથરે રે માતા !
મારો જેસીંગડો છે એકલો રે માતા !
બાર પાલીનો આલું બાજરો રે માતા !
તેર તે ઘાણીયુંનાં તેલ મોરી માતા !
લેજો રે ભવાની માતા ભોગ મોરી માતા !
કાઢો ફૂળીઆ માયલો રેગ મોરી માતા !

❦

૯૦

# કાસમ તારી વીજળી !

[ 'વીજળી' નામની આગબોટ પહેલવહેલી મુસાફરીમાં જ, અંજારથી મુંબાઇ જતાં, રસ્તામાં મહુવાની નજીક ડૂબી ગઇ. તેનું આ કરૂણાજનક બયાન છે. રાવણહથ્થાવાળા નાથબાવાઓ તો આ ગીત ગાઇને શ્રોતાજનોને રડાવે છે. વીજળી જેવી સમર્થ આગબોટની પહેલવહેલી મુસાફરી, એના માલીકનો ગર્વભર્યો ઉછરંગ, શેઠ શાહુકારોને સેલગાહ કરવાના મનોરથો, અને તેર તેર તો મુંબાઇ પરણવા જતા કેસરીયા વરરાજાઓ: ત્યાર પછી એ મધદરિયાનાં વાવાઝોડાં : બેસુમાર પાણી : ડૂબવા સમયની ડોલાડોલ: ખારવાઓની દોડાદોડ: દેવદેવીઓને માનતા કરતા મુસાફરો: કેસરીયા વરરાજા સુદ્ધાં તમામ પ્રવાસીઓની જળસમાધિ: મુંબાઇને કિનારે પેલી પીઠીભરી કન્યાઓનાં ભેદક કલ્પાંત: અને બાર બાર મહિના સુધી એ ડૂબેલા માડીજાયાઓને માટે બ્હેનોનું છાતીફાટ આક્રંદ: એ તમામ ચિત્રો સચોટ છે. ]

§

હાજી કાસમ તારી વીજળી રે મધદરીએ વેરણ થઇ!
શેઠ કાસમ તારી વીજળી રે સમદરીએ વેરણ થઇ!

ભુજ અંજારની જાનું રે જૂતી
જાય રે મુંબઇ શે'ર –કાસમ તારી૰

દેશ પરદેશી માનવી આવ્યાં,
જાય છે મુંબઇ શે'ર –કાસમ તારી૰

દસ બજે તો ટીકટું લીધી
જાય છે મુંબઇ શે'ર –કાસમ તારી૰

તેર તેર જાનું સામટી જૂતી
બેઠા કેસરીયા વર –કાસમ તારી૰

ચૌદ વીશું માંય શેઠીઆ બેઠા
છોકરાંનો નૈ પાર —કાસમ તારી૦

અગીઆર બજે આગબોટ હાંકી
જાય છે મુંબઇ શે'ર —કાસમ તારી૦

બાર બજે તો બરોબર ચડિયાં
જાય છે મુંબઇ શે'ર —કાસમ તારી૦

ઓતર દખણના વાયરા વાયા
વાયરે ડોલ્યાં વા'ણ —કાસમ તારી૦

મોટા સાહેબની આગબોટું મળીયું
વીજને પાછી વાળ્ય —કાસમ તારી૦

જહાજ તું તારૂં પાછું વાળ્યે
રોગ તડાકો થાય —કાસમ તારી૦

પાછી વાળું મારી ભોમકા લાજે!
અલ્લા માથે એમાન —કાસમ તારી૦

આગ ઓલાણી ને કોયલા ખૂટ્યા
વીજને પાછી વાળ્ય —કાસમ તારી૦

મધદરીઆમાં મામલા મચે
વીજળી વેરણ થાય —કાસમ તારી૦

[1]ચહમાં માંડીને માલમી જોવે
પાણીનો નાવે પાર —કાસમ તારી૦

૧ : ચશ્માં.

[2]કાચને કુંપે કાગદ લખે
મોકલે મુંબઈ શે'ર —કાસમ તારી૦

હિન્દુ મુસલમીન માનતા માને
પાંચમે ભાગે રાજ —કાસમ તારી૦

ભુજનો કામદાર માનતા માને
પીર ઉતારે પાર —કાસમ તારી૦

પાંચ લેતાં તું પાંચસે લેજે
સારૂં જમાડું શે'ર —કાસમ તારી૦

ફટ ભુંડી તું વીજળી ! મારાં
તેરસો માણુસ જાય —કાસમ તારી૦

વીજળી કે' મારો વાંક નૈ વીરા
લખીયણ છઠ્ઠીના લેખ —કાસમ તારી૦

તેરસો માણુસ સામટાં બૂડ્યાં
બૂડ્યા કેસરીયા વર —કાસમ તારી૦

ચૂડીએ કોઠે દીવા જલે ને
જુવે જાનું કેરી વાટ —કાસમ તારી૦

મુંબઈ શે'રમાં માંડવા નાખેલ
ખોબલે વેંચાય ખાંડ —કાસમ તારી૦

ઢોલ ત્રંબાળુ ધ્રૂશકે વાગે
જુવે જાનુંની વાટ —કાસમ તારી૦

૨ : પૂર્વે આગબોટો ડૂબવાની થતી ત્યારે કાચના સીસામાં એ ખબર વાળા કાગળો બીડીને સીસા સમુદ્રમાં તરતા મૂકવામાં આવતા.

સોળસેં કન્યા ડુંગરે ચડી
જોવે જાનુંની વાટ -કાસમ તારી૦

દેશ દેશેથી તાર વછૂટ્યા
વીજળી બૂડી જાય -કાસમ તારી૦

વાણીઆ વાંચે ને ભાટીઆ વાંચે
ઘર ઘર રોગાં થાય -કાસમ તારી૦

પીઠી ભરી તો લાડડી રૂવે
માંડવે ઉઠી આગ -કાસમ તારી૦

સગું રૂવે એનું સાગવી રૂવે
એની રૂવે બાર માસ -કાસમ તારી૦

મોટા સાહેબે આગબોટું હાંકી
પાણીનો ના'વે પાર -કાસમ તારી૦

મોટા સાહેબે તાગ જ લીધા
પાણીનો ના'વે પાર -કાસમ તારી૦

સાબ મહયમ બે દરીઓ ડોળે
પાણીનો ના'વે તાગ -કાસમ તારી૦

૯૧

# કાદુ બહારવટીયો

[મકરાણી હતો. જૂનાગઢ રાજ્ય સામે બહારવટે નીકળ્યો હતો. બહુ જ ક્રૂર હતો. પણ પવિત્ર હતો. એને પકડીને ફાંસી દીધી હતી.]

§

ડુંગરે ડુંગરે કાદુડાના ડાયરા;
દારૂ ગોળાની વાગે ઠારમ ઠાર રે મકરાણી કાદુ !
*જૂની વસતી જમાદાર માર્યં મા !

બબ્બે બંધૂકું કાદુડો બાંધતો;
ત્રીજી બંધૂકની રહી ગઇ તારે ખાંત રે મકરાણી કાદુ !
—જૂની૦

બબ્બે ઘોડાં કાદુડો રાખતો;
ત્રીજા ઘોડાની રહી ગઇ તારે ખાંત રે મકરાણી કાદુ !
—જૂની૦

બબ્બે હાથીડા કાદુડો રાખતો;
મકના હાથીની રહી ગઇ તારે ખાંત રે મકરાણી કાદુ !
—જૂની૦

બબ્બે રાણીયું કાદુડો રાખતો;
કાઠીઆણીની રહી ગઇ તારે ખાંત રે મકરાણી કાદુ !
—જૂની૦

ડુંગરે ડુંગરે કાદુડાના ડાયરા;
ડુંગરેથી તારો લપટયો ડાબો પગ રે મકરાણી કાદુ !
—જૂની૦

*પાઠાન્તરો:

(૧) એવડાં તે દુઃખ નો દઇએ લોકને
(૨) ડંકા વાગ્યા કાદુ તારા દેશમાં.

## ૯૨

# રંગ ભીલડી

[જસમા ઓડણ, આલાખાચરને જવાબ દેનારી મોચણ, ને મોરબીની વાણીયાણ: એ ત્રણેને મળતું જ આ પાત્ર છે. રાજાનાં પ્રલોભનોને એણે નિર્ભય વાણીમાં તિરસ્કાર્યા છે. આ ભીલડી કોણ હતી તે નથી સમજાતું.]

§

તને રાજા બોલાવે રંગ ભીલડી;
મારી મેડીયું જોવા આવ્ય રે રંગ ભીલડી!

તારી મેડીયું જોઇ જોઇ શું કરૂં!
મારે છાપરાં સવા લાખ રે રંગ ભીલડી!

તને રાજા બોલાવે રંગ ભીલડી;
મારી ભેંસુ જોવા આવ્ય રે રંગ ભીલડી!

તારી ભેંસું તે જોઈ જોઈ શું કરૂ!
મારે પાડા સવા લાખ રે રંગ ભીલડી!

તને રાજા બોલાવે રંગ ભીલડી;
મારી મૂછયું જોવા આવ્ય રે રંગ ભીલડી!

તારી મૂછયું જોઇ જોઇ શું રે કરૂં!
મારાં બકરાંનાં એવાં પૂંછ રે રંગ ભીલડી!

તને રાજા બોલાવે રંગ ભીલડી,
મારી રાણીયું જોવા આવ્ય રે રંગ ભીલડી!

તારી રાણીયું જોઇ જોઇ શું રે કરૂં!
મારે ગોલીયું સવા લાખ રે રંગ ભીલડી!

૯૩

# રામ-સીતાના વિવાહ

[ સીતાના સ્વયંવરની ઐતિહાસિક કથા છોડી દઇને લોક-કલ્પનાએ એક લૌકિક ઘટના આલેખી છે. એમાં વિવાહ વિષેની લોક-ભાવના અંકાયેલી છે. તૃષાતુર શિકારી રણવગડામાં પોતાને પાણી પાનારી પનીઆરી ઉપર આસક્ત થાય, પ્રથમ દૃષ્ટિએ જ પ્રેમ જન્મે, છતાં પૂછવું જોઇએ કે "પરણી છો કે બાળકુંવાર ?" જવાબ મળે છે કે "હું પરણી યે નથી, કે નથી હું મારા પતિની ત્યજાએલી કોઇ કલંકિની." આટલી ચોખવટ થયા પછી રામ વનરાવનમાં ગાંધર્વ-લગ્ન ઉજવે છે. પણ સંપૂર્ણ લગ્ન-વિધિ તો થવો જ ઘટે. માનવી કે માનવ-સામગ્રીઓ તો ત્યાં હાજર નથી. એટલે પછી ચોરી, મંડપ, બાજઠ, વરમાળ અને સાજનો; એ તમામને પ્રકૃતિની ભવ્ય દુનિયામાંથી બોલાવી લેવાય છે. એને તો જંગલ રૂપી ચોરી, પૃથ્વી શો' બાજઠ, ગગન-મંડળ શો' મંડપ, વિજળીની જ વરમાળ અને કોટિ કોટિ તારાઓનું જ સાજન-મંડળ શોભે.]

§

રામ લખમણ બે બંધવા રામૈયા રામ,
બે ભાઈ ચાલ્યા શિકાર રે રામૈયા રામ.

રામને તરસ્યું લાગીયું રામૈયા રામ,
લખમણ વીર પાણીડાં પાવ રે રામૈયા રામ.

ઝાડે ચડી જળ જોઇ વળ્યા રામૈયા રામ,
ક્યાંય ન દીઠું અમૃત નીર રે રામૈયા રામ.

ખેતર વચ્ચે ખરખરડી રામૈયા રામ,
છેટેથી તબકયાં છે નીર રે રામૈયા રામ.

વનરા તે વનમાં વાવડલી રામૈયા રામ,
પાણી ભરે બાળ કુંવાર રે રામૈયા રામ.

કોરી ગાગર જળે ભરી રામૈયા રામ,
સીતા નાર્ય પાણીડાંની હાર્ય રે રામૈયા રામ.

ભર્યો ઘડો રામ પી વળ્યા રામૈયા રામ,
પાણી પીને પૂછીયાં ઘર બાર રે રામૈયા રામ.

કોણ જ કેરી બેટડી રામૈયા રામ,
પરણી છો કે બાળ કુંવાર રે રામૈયા રામ.

*જનરખ કેરી બેટડી રામૈયા રામ,
હજી હું છું બાળ કુંવાર રે રામૈયા રામ.

વનની ચોરી ચીતરી રામૈયા રામ,
ધરતીના કીધા બાજોઠ રે રામૈયા રામ.

આભનો નાખ્યો માંડવો રામૈયા રામ,
વીજળીની કીધી વરમાળ રે રામૈયા રામ.

નવલખ તારા જોઈ રીયા રામૈયા રામ,
પરણે પરણે સીતા ને શ્રીરામ રે રામૈયા રામ.

પરથમ જોજન માગી લ્યો રામૈયા રામ,
માગ્યાં છે કાંઇ ધરતી ને આભ રે રામૈયા રામ.

ધરતીમાં ધન નીપજે રામૈયા રામ,
આભમાંથી વરસે છે મેઘ રે રામૈયા રામ.

બીજું જોજન માગી લ્યો રામૈયા રામ,
માગ્યાં છે કાંઇ મા ને વળી બાપ રે રામૈયા રામ.

---

*"નથી પરણ્યાં નથી પરહર્યાં રામૈયા રામ."

બાપે લાડ લડાવીયાં રામૈયા રામ,
માતાનાં ધાવેલ અમરત થાન રે રામૈયા રામ.

ત્રીજું જોજન માગી લ્યો રામૈયા રામ,
માગ્યાં છે કાંઇ ભાઇ ને ભોજાઇ રે રામૈયા રામ.

ચોથું જોજન માગી લ્યો રામૈયા રામ,
માગ્યા છે કાંઇ ઘોડી ને વળી ગાય રે રામૈયા રામ.

ગાયનો જાયો હળ ખેડે રામૈયા રામ,
ઘોડી જાયો ઝુઝે રણુલા મોઝ રે રામૈયા રામ.

૯૪

## રૂડા રામની ગરબી

ઓતરાખંડમાં અજોધા ગામ છે રે
તીયાં રાજા દશરથનાં રાજ હો!
ગરબી ગાઇએ તે રૂડા રામની રે!

રાજા દશરથને બબ્બે રાણીયું રે
એનાં કેગે ને કવશલ્યા નામ હો!
ગરબી ગાઇએ તે રૂડા રામની રે!

રાણી કેગેને જલમ્યા બે બેટડા રે
માતા કવશલ્યાએ જલમ્યા મોટા ભૂપ હો!
ગરબી ગાઇએ તો રૂડા રામની રે!

એનાં ભરત શત્રુધન નામ પાડીયાં રે
રૂડા રામ લક્ષ્મણની જોડ્ય હો
ગરબી ગાઇએ તે રૂડા રામની રે !

રાજા દશરથનો અંગૂઠો પાકીયો રે
એનાં અંગૂઠામાં ઉપડેલ આગ હો
ગરબી ગાઇએ તે રૂડા રામની રે !

માતા કવશલ્યાએ અંગૂઠો મુખે ધર્યો રે
અંગૂઠો ફુટ્યો છે અધમધ રાત હો
ગરબી ગાઇએ તે રૂડા રામની રે !

માતા કવશલ્યા કરવા ગયાં કોગળા રે
રાણી કેગા આવીને બેઠાં પાસ હો
ગરબી ગાઇએ તે રૂડા રામની રે !

રાજા દશરથ ઝબકીને જાગીયા રે
રાણી માગો માગોને વરદાન હો
ગરબી ગાઇએ તે રૂડા રામની રે !

મારા ભરત શત્રુધન રાજ ભોગવે રે
રૂડા રામ લક્ષ્મણ વનવાસ હો
ગરબી ગાઇએ તે રૂડા રામની રે !

રાજા દશરથનાં મોઢડાં પડી ગયાં રે
રાણી એ શું માગ્યાં વરદાન હો !
ગરબી ગાઇએ તે રૂડા રામની રે!

માગો માગો હાથીદાંત ચૂડલા રે
આપું આપું ગુજરીયુંની જોડ હો !
ગરબી ગાઇએ તે રૂડા રામની રે!

૯૫

## નામદેવ ભગત

નાનાં નાનાં વાછરૂ ને કવલી ગાય
નામો ભગત ગાય ચારવા જાય !

કરસન કટોરા દૂધે ભર્યા ને
ઇ તો ઠાકોરજીની આગળ ધર્યા.

દૂધમાં સાકર દૂધમાં ઘી
દૂધડાં પીવો શ્રી નારણ હરિ !

દૂધ પીઓ ને મારા દેવ દયાળ
વાઘા સીવડાવીને કરૂં તૈયાર !

દૂધ પીઓને મારા આતમરામ
તમારા સેવક ગ્યા છે ગામ !

કટાર લઇને ઉભાં નાનાં બાળ
દૂધ પીઓ નીકર કરૂં અંતકાળ !

નામાનાં કહ્યાં શ્રીકૃષ્ણે કીધાં
દૂધનાં ડાબરીયાં ઉપાડીને લીધાં !

નામો ભગત હતા જાતના સઇ
નારણની ભક્તિમાં મુક્તિ હુઇ

૯૬

# લખુભા કામદાર

[ રજવાડાંના અસહ્ય કરવેરા ભરવા માટે રૈયત વર્ગને પોતપોતાની આજીવિકાનાં સાધનો સુદ્ધાં વેચી નાખવાં પડે, એવા એવા અધિકારીઓના જુલ્મો સામે ગરીબ પ્રજાનું આ આક્રંદ છે.]

§

ભારા વેચીને કોળીએ મુંઘા વેરા ભરીયા,
બંધીયા વીયાજડીયામાં ડૂલ્યા રે લખુભા કામદાર–
આવડો કશાલો તારી ઝાલાવાડમાં દીઠો !

સાંતી વેચીને કણબીએ મુંઘા વેરા ભરીયા,
ગોધા વીયાજડીયામાં ડૂલ્યા રે લખુભા કામદાર–આવડો૦

ગરાસ વેચીને કાઠીએ મુંઘા વેરા ભરીયા,
ઓરડા વીયાજડીયામાં ડૂલ્યા લખુભા કામદાર–આવડો૦

હથીઆર વેચીને રજપૂતે મુંઘા વેરા ભરીયા,
ચપરાસ વીયાજડીયામાં ડૂલી રે લખુભા કામદાર–આવડો૦

લોટ માગીને બામણે મુંઘા વેરા ભરીયા,
વટલોઇ વીયાજડીયામાં ડૂલી રે લખુભા કામદાર–આવડો૦

ચોપડા વેચીને વાણીએ મુંઘા વેરા ભરીયા,
લેખણ્યું વીયાજડીયામાં ડૂલી રે લખુભા કામદાર–આવડો૦

આવળ્યું ફૂટીને ઢેઢે મુંઘા વેરા ભરીયા,
ડાંડી વીયાજડીયામાં ડૂલી રે લખુભા કામદાર–આવડો૦

દાતણુ વેચી વાઘરીએ મુંઘા વેરા ભરીયા,
દાતરડું વીયાજડીયામાં ડૂલ્યું રે લખુભા કામદાર–આવડો૦

હજામત્યું કરીને ઘાંચજે મુંઘા વેરા ભરીયા,
સજાયા વીયાજડીયામાં ડૂલ્યા રે લખુભા કામદાર–આવડો૦

નીંભા વેચી કુંભારે મુંઘા વેરા ભરીયા,
ખંપાળી વીયાજડીયામાં ડૂલી રે લખુભા કામદાર–
આવડો કશાલો તારી ઝાલાવાડમાં દીઠો.

૯૭

## રાણકદેવડી

[ આ ઇતિહાસ-કથા સુવિખ્યાત છે. પરંતુ આ ગીતમાં ભાણેજનું નામ જળહળ છે, તે ઇતિહાસ પ્રમાણે દેશળ હોવું જોઇએ. ઉપરાંત આંહી ભાણેજ મામી ઉપર કુદષ્ટિ કરે છે, અને મામીનું અપમાન મળતાં પોતે જ જઇને રા'ખેંગારને મારે છે; જ્યારે ઇતિહાસ ભાખે છે કે દેશળ તો રાજ્ય-લોભને ખાતર કેવળ ફુટીને સિદ્ધરાજની સેનાને તેડી લાવે છે. અને રા'ને સિદ્ધરાજ પોતે જ મારે છે. ]

§

ગઢમાં વાગ્યા રે કાંઇ જાંગીના ઢોલ રે,
જાંગીના ઢોલ રે;
રાજાને ઘેરે કુંવરી અવતર્યાં.

તેડાવો તેડાવો રે કાંઈ જાણાપૂરના જોશી રે,
જાણાપૂરના જોશી રે;
કુંવરીના જોશ જોવરાવીએં.

જાણીઅલ જોશીએ રે કાંઈ એમજ કીધું રે,
એમજ કીધું રે;
કુંવરીને ભોંમાં ભંડારજો.

પેલે પાયે રે એના દાદાને ભાર રે,
દાદાને ભાર રે;
બીજે પાયે રે એની માતને.

ત્રીજે પાયે રે એના વીરાને ભાર રે,
વીરાને ભાર રે;
ચોથે પાયે રે એનાં કંથને.

મગાવો મગાવો રે કાંઇ કમળવેલી ચુંદડી રે,
કમળવેલી ચુંદડી રે;
કુંવરીને ભોંમાં ભંડારીયાં.

તેજમલ ઓઝો રે કાંઇ માટી ખોદવા જાય રે,
માટી ખોદવા જાય રે;
ખાણમાં દીઠાં નાનાં બાલૂડાં.

તેજમલ ઓઝી રે નાનાં બાળકને તેડો રે,
બાળકને તેડો રે;
આપણાં વાંઝીયાં મેણાં ભાંગશે.

રાણકદેવડી રે કાંઇ વધે દી' ને રાત રે,
વધે દી' ને રાત રે;
પાંચ વરસની પાણી ભરે.

પાણી ભરતાં રે કાંઇ વાણીઆ બ્રામણ રે,
વાણીઆ બ્રામણ રે;
એક કોરે ભરે રાણકદેવડી.

રાણકદેવડી રે કાંઇ પાણીડાંની હાર્યં રે,
પાણીડાંની હાર્યં રે;
રાય રે ખેંગાર ઘોડાં ખેલવે.

વાયા વાયા રે કાંઇ ઓતર દખણા વાય રે,
ઓતર દખણા વાય રે;
ચુંદડીના છેડા ફરૂકીઆ.

જોયા જોયા રે એની કેડયુંના લાંક રે,
એની કેડયુંના લાંક રે;
બીજો જોયો સવા ગજ ચોટલો.

રાય ને ખેંગાર રે કાંઇ એટલું જ પૂછયું રે,
એટલું જ પૂછયું રે;
કોણ રાય કેરી તું બેટડી.

કોની બેટી રે તારૂં કોણ છે નામ રે,
કોણ છે નામ રે;
પરણી કે બાળકુંવારડી !

તેજમલ ઓઆની બેટી ને રાણક છે નામ રે,
રાણક છે નામ રે;
હજી હું છું બાળકુંવારડી.

રાય ને ખેંગાર રે કાંઈ વાંસે વાંસે આવ્યો રે,
વાંસે વાંસે આવ્યો રે;
આવીને ઝાંપલે ઉભો રીયો.

તેજમલ ઓઆ રે તારી ઝાંપલી ઉઘાડય રે,
ઝાંપલી ઉઘાડય રે;
તારી દીકરીનાં માગાં આવીયાં.

અમે કે'વાયેં રે કાંઇ કચરીયા કુંભાર રે,
કચરીયા કુંભાર રે;
તમે કે'વાઓ ગઢ ગરાસીઆ.

મગાવો મગાવો રે કાંઇ આલા લીલા વાંસ રે,
આલા લીલા વાંસ રે;
ચોરી ચિતરાવો ચાંપાનેરની.

પરણે પરણે રે કાંઈ રાય ને ખેંગાર રે,
રાય ને ખેંગાર રે;
એક પરણે રે રાણકદેવડી.

પરણી ઉતરી રે કાંઇ ઓરડીએ પધાર્યાં રે,
ઓરડીએ પધાર્યાં રે;
જળહળ ભાણેજ રઢય લઇ વળ્યો.

મામી દેવડી રે તારા પગ દેખાડય રે,
પગ દેખાડય રે;
હાથ જોઇને રઢય લાગશે.

પગ જોશે રે કાંઈ રાય ને ખેંગાર રે,
રાય ને ખેંગાર રે;
હાથ જોશે રે રાયની દાસીયું.

મામી દેવડી રે તારૂં મોઢું દેખાડય રે,
મોઢું દેખાડય રે;
ચોટલો જોઇને રઢયું લાગશે.

મોઢું જોશે રે કાંઇ રાય ને ખેંગાર રે,
રાય ને ખેંગાર રે;
ચોટલો જોશે રે રાયની દાસીયું.

મામી દેવડી રે તારી આંખ્યું દેખાડય રે,
આંખ્યું દેખાડય રે;
દાંત દેખીને રઢયું લાગશે.

આંખ્યું જોશે રે કાંઇ રાય ને ખેંગાર રે,
રાય ને ખેંગાર રે;
દાંત જોશે રે રાયની દાસીયું.

ધનબા નણુદી રે તારા જળહળને વાર્ય રે,
જળહળને વાર્ય રે;
એવડાં હસ્યાં રે અમે નૈ ખમીએં.

ભાભી દેવડી રે મારા જળહળ છે મોંઘો રે,
જળહળ છે મોંઘો રે;
તુજને પરણીને ઘેર આવશે.

મોંઘો હોય તો રે કાંઈ સુળીએ ચડાવ્ય રે,
સુળીએ ચડાવ્ય રે;
માથું મેલજે રે ગઢને કાંગરે.

ત્યાંથી જળહળ રે કાંઇ ડેલીએ આવ્યો રે,
ડેલીએ આવ્યો રે;
આવીને બારણે ઉભો રીયો.

મામી દેવડી રે તારા ઝાંપલા ઉઘાડય રે,
ઝાંપલા ઉઘાડય રે;
આજુની રાતે મામાને મારવો.

તારા મામાની રે કાંઇ દુઃખે ડાબી આંખ્ય રે,
દુઃખે ડાબી આંખ્ય રે;
પાટો બાંધ્યો રે કડવો લીંબડો.

ઝાંપલો ભાંગી રે કાંઇ ઓરડીએ આવ્યો રે,
ઓરડીએ આવ્યો રે;
આવીને બારણે ઉભો રીયો.

મામી દેવડી રે તારા ઓરડા ઉઘાડય રે,
ઓરડા ઉઘાડય રે;
આજુની રાતે મામાને મારવો.

તારા મામાની રે કાંઈ દુઃખે ડાબી આંખ રે,
દુઃખે ડાબી આંખ રે;
પાટો બાંધ્યો રે કડવો લીંબડો.

કમાડ ભાંગી રે કાંઇ ઢાલીએ આવ્યો રે,
ઢાલીએ આવ્યો રે;
ખડગ કાઢીને મામાને મારીયો.

ત્યાંથી દેવડી રે ભાગી બારણે આવ્યાં રે,
બારણે આવ્યાં રે;
આવીને ચોકમાં ઉભાં રીયાં.

સુકાજો સુકાજો રે કાંઇ લીલી નાગર વેલ્ય રે,
લીલી નાગર વેલ્ય રે;
રાય ને ખેંગારસું લીલી રે'જો !

પડજો પડજો રે કાંઇ ગઢ ને ગિરનાર રે,
ગઢ ને ગિરનાર રે;
રાય ને ખેંગાર સું ઉભા રે'જો !

ત્યાંથી દેવડી રે કાંઇ વઢવાણમાં આવ્યાં રે
વઢવાણમાં આવ્યાં રે,
આવીને પાદર ઉભાં રીયાં.

ભમીઆં ભમીઆં રે કાંઇ દિવસ બે રાત રે
દિવસ બે રાત રે,
કોઇએ ન આલ્યું છાણું દેવતા !

ખડકી ખડકી રે કાંઇ વેળુડાની સેજ રે
વેળુડાની સેજ રે,
વાયે તે દેવતા પરગટ થીયો.

બળતી દેવડી રે કાંઇ દીયે છે સરાપ રે,
દીયે છે સરાપ રે;
આ રે નદીયુંમાં જળ નવ રે'શો.

બળતી દેવડી રે કાંઇ દીયે છે સરાપ રે,
દીયે છે સરાપ રે;
પાંપાની પોળ વસઇ રે'જો.

બળતી દેવડી રે કાંઇ દીયે છે સરાપ રે
દીયે છે સરાપ રે,
સાતે જન્મારે જળહળ વાંઝીઓ !

૯૮

## વાંઝીયો રાજા

[ રાણકદેવીના શાપે રાજા સિદ્ધરાજ જયસિંહને સંતતિ નહોતી થતી. સંતાન–પ્રાપ્તિ માટે એણે પ્રજા–કલ્યાણનાં કેટલાં કેટલાં કાર્યો કર્યાં તેનું વર્ણન છે. ]

§

સધરા તે જેસંગને પૂછે એની રાણી જો
વાંઝીયાના માલ કયાં કયાં વાપર્યા હો જી !

સિધપૂર જઇને રાણે રૂદરમાળ બંધાવ્યા જો,
તો યે નો પેટ પૂતર અવતર્યા હો જી—સધરા૦

ધોળકે તે જઇને રાણે મલાવ ગળાવ્યાં જો,
ત્રણસે ને સાઠ બાંધ્યાં પાવઠાં હો જી.
પાવઠડે પાવઠડે પૂતળીઓ મેલાવી જો,
તો યે નો પેટ પૂતર અવતર્યા હો જી—સધરા૦

વીરૂગામ જઇને રાણે મુનસર ગળાવ્યાં જો,
દેરીયું મેલાવી ત્રણસે સાઠ રે હો જી.
દેરડીએ દેરડીએ ટોકરીયું બંધાવી જો,
તો યે નો પેટ પૂતર અવતર્યા હો જી—સધરા૦

સીધે તે જઇને રાણે ચંદરાસર ગળાવ્યાં જો,
ત્રણસેં ને સાઠ મેલ્યાં પાવઠાં હો જી.
પાવઠડે પાવઠડે પરગટીયા છે દીવા જો,
તો યે નો પેટ પૂતર અવતર્યા હો જી—સધરા૦

વઢવાણ જઇને રાણે માધાવાવ ગળાવી જો,
ત્રણસેં ને સાઠ મેલ્યાં પગથીયાં હો જી.
પગથીએ પગથીએ પરગટીયા છે દીવા જો,
તો યે નો પેટ પૂતર અવતર્યા હો જી—સધરા૦

શિહોર જઇને રાણે બ્રહ્મકુંડ ગળાવ્યા જો,
ત્રણસેં ને સાઠ મેલ્યાં પગથીયાં હો જી.
પગથીએ પગથીએ પરગટીયા છે દીવા જો,
તો યે નો પેટ પૂતર અવતર્યા હો જી—સધરા૦

દીકરો દીકરો કરતાં દીકરી નો આવી જો,
જાઈને ઘડાવત સોના સાંકળાં હો જી.

દીકરો દીકરો કરતાં દીકરી નો આવી જો,
સોરઠનો સુબો આવત પરણવા હો જી !

૯૯

## માધુને રણમાં રોળીઓ

માધૂ લીલી ઘોડી ને પીળો ચાબકો
માધૂ પાતળીયો અસવાર રે
માધૂને રણમાં રોળીયો !

માધૂ લેજો તરવાર લેજો બંધૂકું
માધૂ લેજો તરહક માયલાં તીર રે
માધૂને રણમાં રોળીયો !

માધૂ લેજો ખડીયામાં ખારેક ટોપરાં
માધૂ લેજો સેવલીયા લાડુ રે
માધૂને રણમાં રોળીયો !

માધૂ પોટલીયામાં પાણી લેજો પોગતાં
માધૂ લેજો નદીયું માયલાં નીર રે
માધૂને રણમાં રોળીયો !

માધૂ તૂટી બંધૂક ખૂટી ગોળીયું
માધૂ ખૂટયાં તરહક માયલાં તીર રે
માધૂને રણમાં રોળીયો !

માધૂ કેને ભળાવ્યા ડેલી ડાયરા
માધૂ કેને ભળાવ્યા ગામ ગરાસ રે
માધૂને રણમાં રોળીયો !

મારા બાપને ભળાવ્યા ડેલી ડાયરા
મારા વીરને ભળાવ્યા ગામ ગરાસ રે
માધૂને રણમાં રોળીયો !

માધૂ કોને ભળાવ્યાં છોરૂ વાછરૂ
માધુ કેને ભળાવી ઘરની નાર્ય રે
માધૂને રણમાં રોળીયો !

મારી માતાને ભળાવ્યાં છોરૂ વાછરૂ
મારી બેનીને ભળાવી ઘરની નાર્ય રે
માધૂને રણમાં રોળીયો !

૧૦૦

# કાચબો વર

[લગ્નની એક અજાયબ સમસ્યા: માનસ-શાસ્ત્રનો વિકટ કોયડો: પોતાના વરનું નામ 'કાચબો' છે એ જાણતાં જ કન્યાને પાણી માયલા કાચબાની સ્મૃતિ ડસી ગઇ. પોતાના પતિનું માનવ-સ્વરૂપ એ કલ્પી જ શકતી નથી. સમજાવી સમજતી નથી. સખ્ત અણગમો પેદા થાય છે. લગ્નની સંધ્યાએ આપઘાત કરે છે. પોતાને તિરસ્કાર દઇને ચાલી ગયેલી સ્ત્રીની ચિતામાં પુરૂષ પોતાના સૌભાગ્યની એંધાણીરૂપ પાઘડી હોમી દઇને એ પ્રિયજનના મૃત્યુને માન આપે છે.]

§

નણંદ ભોજાઇ પાણીડાંની હાર્યે રે, પાણીડાંની હાર્યે રે
પાણી ભરે કુવા-કાંઠડે રે લોલ

પાણીડાં ગઇ'તી તળાવ રે, ગઇ'તી તળાવ રે,
કાંઠે ઉભો તે જળ કાચબો રે લોલ.

દાદા મોરા લગનીયાં મ લખ્ય રે, લગનીયાં મ લખ્ય રે,
નહિ રે પરણું હું જળ કાચબો રે લોલ !

ઘેલાં ધેડીજી ઘેલું શું બોલો રે લોલ;
વરનું નામ છે રા' ને ખેંગાર રે, રા' ને ખેંગાર રે,
હુલામણું નામ પાડેલ કાચબો રે લોલ.

કાકા મોરા કંકોતરી મ લખ્ય રે, કંકોતરી મ લખ્ય રે,
નહિ રે પરણું હું જળ કાચબો રે લોલ.

ઘેલાં ભત્રીજી ઘેલું શું બોલો રે લોલ;
વરનું નામ છે રા' ને ખેંગાર રે, રા' ને ખેંગાર રે,
હુલામણું નામ પાડેલ કાચબો રે લોલ.

મામા મોરા માંડવડી મ રોપ્ય રે, માંડવડી મ રોપ્ય રે,
નહિ રે પરણું હું જળ કાચબો રે લોલ.

ઘેલાં ભાણીજી ઘેલું શું બોલો રે લોલ.
વરનું નામ છે રા' ને ખેંગાર રે, રા' રે ખેંગાર રે,
હુલામણું નામ પાડેલ કાચબો રે લોલ.

આવી આવી કાચબડાની જાન રે, કાચબડાની જાન રે,
આવી ઉતરી છે લીલે લીંબડે રે લોલ.

વોરો વોરો અડધાનાં અફીણ રે, અડધાનાં અફીણ રે;
માથે વોરો રે નવરંગ ચુંદડી રે લોલ.

ઘોળ્યાં ઘોળ્યાં અડધાનાં અફીણ રે, અડધાનાં અફીણ રે
માથે ઓઢી રે નવરંગ ચુંદડી રે લોલ.

તાણી તાણી સાળુડાની સોડય રે, સાળુડાની સોડય રે,
પીને બેનીબા પોઢી ગયાં રે લોલ.

સામે કાંઠે બાની ચે' બળે રે લોલ.
સૌએ નાખી નાળીએરૂંની જોડ્ય રે નાળીએરૂં જોડ્ય રે,
કાચબે નાખ્યાં રે મશરૂ મોળીયાં રે લોલ.

ફૈબા તારૂં જાશે જડાબીટ રે, જાશે જડાબીટ રે,
હુલામણું નામ રાખ્યું કાચબો રે લોલ.

૧૦૧

# માયા લગાડી મેવલીએ

અઢી અઢી મહિનાના વાયરા રે વાયા,
ત્રણે મહિને ન મે થીયો મા'રાજ
માયા લગાડી મેવલીએ રે.

રાંડી તે રાંડનો રેંટીઓ રે ભાંગ્યો,
ઢઢાની તરાક તૂટી મા'રાજ—માયા૦

ગરાસીઆની ભેંસું રે ખૂટી
ભરવાડની લાકડી ભાંગી મા'રાજ—માયા૦

ચમારૂંનાં તો ચામડાં રે ખૂટયાં,
મોચીનો વીંગડો ભાંગ્યો મા'રાજ—માયા૦

બામણનાં તો ટીપણાં રે ફાટયાં,
વીવાના વાયદા થીયા મા'રાજ—માયા૦

પીંજારાની તો તાંત્યું રે તૂટી,
તૂરીની સારંગી ભાંગી મા'રાજ—માયા૦

લોઢાના તો તારજ ખૂટયા,
બાવાનાં તુંબડાં ફુટયાં મા'રાજ—માયા૦

સુતારનો તો વીંધણો રે ભાંગ્યો,
ખેડુનાં ધોંસરાં ભાંગ્યાં મા'રાજ—માયા૦

વીજળીએ તો વેર જ કીધું,
મે'ના વાયદા થીયા મા'રાજ—માયા૦

*

## ૧૦૨

# ધરતીનો ધણી

૧

નદી રે સરોવર સૂકાઇ ગીયાં રે
માછલડી રે કરે કળેળાટ,
નાઠ્યો ધરતીનો ધણી મેહૂલો રે.

આલી લીલી વાડીયું સૂકાઇ ગઇ રે
પંખીડાં કરે રે પોકાર —નાઠ્યો૦

ખાડા ખાબોચીયાં સૂકાઇ ગીયાં રે
ડેડકડી દીએ છે સરાપ —નાઠ્યો૦

ધોરીએ મેલ્યાં ધોરી ધોંસરાં રે
ખેડુએ મેલી બેવડ રાશ —નાઠ્યો૦

ગાયે મેલ્યાં ગા'નાં વાછરૂ રે
અસતરીએ મેલ્યાં નાનાં બાળ —નાઠ્યો૦

૨

ઓતર ગાજ્યો ને દખણ વરસીયો રે
મેવલે માંડયાં મંડાણ,
આવ્યો ધરતીનો ધણી મેહૂલો રે.

નદી રે સરોવર છલી વળ્યાં રે
માછલડી કરે રે કિલોળ —આવ્યો૦

ખાડા રે ખાબોચીયા છલી વળ્યાં રે
ડેડકડી દીએ છે આશિષ —આ૦યો૦

ધોરીએ લીધાં ધોરી ધોસરાં રે
ખેડુએ લીધી ખેવડ રાશ —આ૦યો૦

ગાયે લીધાં ગા'નાં વાછરૂ રે
અસતરીએ લીધાં નાનાં બાળ
આ૦યો ધરતીનો ધણી મેહૂલો રે



૫

# વિનોદ–ગીતો

§

વિનોદનો તો એક અતિ જોરાવર પ્રવાહ લોક–જીવનમાં વહેતો હતો. લોક–કવિઓએ એ વિનોદને જૂજવી રીતે વ્યક્ત કરેલ છે : દંપતિ–જીવનમાં પ્રણય–કલહ મચતા હતા : સાસુ–વહુના ઝગડા જામતા હતા : કજોડાના સંતાપ જન્મતા હતાં : દીકરીઓના સાસરવાસી જીવનમાં ઉંડા દુઃખ વલોવાતાં હતાં. મનુષ્યની સ્નેહ–ઘેલછા, મુર્ખાઇ, નફટાઇ વગેરે તમામ તત્ત્વો લોક કવિને ટીખળની કે પ્રહારોની સામગ્રી પૂરી પાડતા. એ ટીખળ કોઇ વાર કેવળ વિનોદજન્ય હતું તો કોઇ વાર કટાક્ષનું રૂપ ધરતું. એમાં નરી લ્હેરનો, નરી મોજનો આશય હતો અને સમાજ–જીવનની સુધારણાનો પણ હેતુ હશે. આવાં વિનોદ–ગીતોની આછી ઘાટી ભાત્ય આ ત્રણે સંગ્રહો ઉપર પડેલી છે.

૧૦૩

## સાયબાનાં લગ્ન

[ નવી સ્ત્રી પરણવા માટે પુરૂષ તો તલપી જ રહેલો. પણ બ્હાનું શોધતો હતો. કાયવાયેલી નારીથી કહેવાઇ ગયું કે "લઇ આવો ત્યારે !" છોકરાં પરણાવવાની તૈયારી થતી હતી ત્યાં તો બાપ પોતે જ પહોંચી ગયો. શોક્ય આવી. એ આગમનની હુબહૂ અસર વર્ણવી છે. મજીઆરા વ્હેંચાય છે. અને ત્રીજે દિવસે શોક્યબાઇ મરી જતાં સાયબોજી બેહાલ વેશે લાચાર થઇને ઘેર આવે છે ! પતિનાં ગુમાન ગળ્યાં જોઇને ખુશ-ખુશાલ નારીએ વિના અભિમાને પતિને સ્વીકારી લીધો. મિષ્ટાન્નો ચાલ્યાં. માત્ર લોક-લજ્જાએ જ મરનારી વેરણ માટે જૂઠાં જૂઠાં રૂદન કર્યાં. ]

§

હું બળુકી હું જોરાવર, હું ને સાયબો વઢીયાં જી રે
ઇ રે બોલડીએ બીજી પરણજો રે સૈરાં જી.

આખો ખાતાં ફડશ ખાશું, સાયબા સાહેલી લાવો જી રે
ઇ રે બોલડીએ બીજી પરણજો રે સૈરાં જી.

ચોખા ખાંડું, કણકી ખાંડું, છોરૂડાં પરણાવું જી રે
છોરૂડાંની મોર્યે સાયબો ઉઘલ્યો રે સૈરાં જી.

શોક્યને સીમડીએ દીઠી, તરત આંખ્યું ઉઠી જી રે
બાઇ રે પાડોશણ પાટા બાંધજો રે સૈરાં જી.

શોક્ય તો ઝાંપલીયે આવ્યાં, થર થર ટાઢય વછૂટી જી રે
બાઇ રે પાડોશણ ગોદડાં ઓઢાડજો રે સૈરાં જી.

શોક્યનાં તે ઝાંઝર ઝણક્યાં, સૂતાં બાળ જગાડ્યાં જી રે
બાઇ રે પાડોશણ હીંચકા નાખજો રે સૈરાં જી.

ઉઠોને મારા સમરથ સસરા, જુવારા વેંચી આલો જી રે
જુવારા વેંચીને અમને જુદાં કરો રે સૈરાં જી.

ભગરડી ને ભુરડી લેસ્યું અમ્મારી રે સૈરાં જી રે
ખાંડુડાં બાંડુડાં નવલી શોકયનાં રે સૈરાં જી.

ઓસરીઆળા ઓરડા એટલા અમ્મારા રે સૈરાં જી રે
ઝાંપા ને ઝુંપડલાં નવલી શોકયનાં રે સૈરાં જી.

શોકયની ઝુંપડીએ સાયબો બબ્બે રાતું રીએ જી રે
ત્રીજલી રાતડીએ શોકયબાઇ મરી ગીયાં રે સૈરાં જી.

છૂટે અંબોડે ભીને પોતીએ સાયબો રોતો આવે જી રે
સાયબો રૂવે ને અમારા હૈયાં ઠરે રે સૈરાં જી.

ચોખા રાંધું કણકી રાધું, હું ને સાયબો જમશું જી રે
લોકની લાજડીએ મોઢાં વાળશું રે સૈરાં જી.

૧૦૪

## ઝેરી કાંટો

[ જેની શોકય જીવતી છે તેવી તદ્દન રીઢી થઈ ગયેલી દુઃખીયારીની આ કથા છે. દુઃખોની અંદરથી પણ એણે ટિખળ ઉપજાવ્યાં છે. લાકડાં વીણવા જતાં એક કાંટો વાગતાં તેનું જાણે જલદ વિષ ચડી ગયું હોય એવો ડોળ ધારણ કર્યો. સહુ સગાં વ્હાલાંને બોલાવ્યાં. પોતાનું સર્વસ્વ સોંપીને જાણે કે ધુતારી છેલ્લી રજા માગી રહી છે. આખરે પતિ આવ્યો. ચાર નજર એક થઇ. એટલે તો એનાં તમામ વિષ ઉતરી ગયાં. લુચ્ચી નારીએ સહુને ભોંઠાં પાડયાં. ]

§

હું તો ભુભલાં વીણવા ગઇતી રે
રાજલ મારવાડી

મને ઝેરી કાંટો વાગ્યો રે
રાજલ મારવાડી

મારા સસરાને તેડાવો રે રાજલ મારવાડી,
મારા સસરા વૈદ તેડાવે રે રાજલ મારવાડી,
નહિ જીવું કેસરીયા લાલ, કાંટો ઝેરી છે !

મારા જેઠને તેડાવો રે લાગભાગ સોંપી દઉં,
મારા જેઠ વૈદ તેડાવે રે રાજલ મારવાડી,
નહિ જીવું કેસરીયા લાલ, કાંટો ઝેરી છે !

મારી સાસુને તેડાવો રે ઘરબાર સોંપી દઉં,
મારી સાસુ વૈદ તેડાવે રે રાજલ મારવાડી,
નહિ જીવું કેસરીયા લાલ, કાંટો ઝેરી છે !

મારી શોકયને તેડાવો રે પરણ્યો સોંપી દઉં,
મારી શોકય વૈદ તેડાવે રે રાજલ મારવાડી,
નહિ જીવું કેસરીયા લાલ, કાંટો ઝેરી છે !

મારા પરણ્યાને તેડાવો રે છોકરાં સોંપી દઉં,
મારો પરણ્યો વૈદ તેડાવે રે કાંટો ઝેરી છે,
મારા પરણ્યાનો વૈદ સાચો રે કાંટો કાઢયો છે,
જીવી જીવી કેસરીયા લાલ, કાંટો કાઢયો છે !

મારા જેઠને પાછા વાળો રે લાગભાગ માગી લઉં,
જીવી જીવી કેસરીયા લાલ, કાંટો કાઢયો છે !

મારી સાસુને તેડાવો રે ઘરબાર મારૂં છે,
જીવી જીવી કેસરીયા લાલ, કાંટો કાઢયો છે !

મારી શોકયને તેડાવો રે સાયબો પાછો લઉં,
જીવી જીવી કેસરીયા લાલ, સાયબો મારો છે !

૧૦૫

# સાદું

[ પેટગુજરાને માટે વગડામાં દેહના કટકા કરી નાખતો ખેડુ બરોબર મધ્યાન્હે ભાત લઇ આવતી સ્ત્રીની વાટ જોવે છે. કડકડીને ભૂખ લાગી છે. પણ કોણ જાણે શાથી આજે તો સ્ત્રી અપરવા બનીને બંટી જેવા હલકા ધાનની રાબડી રાંધી લાવી છે. મોટે હરખે બિચારા મથુરભાઇએ આસોપાલવને છાંયડે ભાત છોડયાં. ત્યાં તો કુરડીમાં રાબડી ! રૂંવે રૂંવે ઝાળ થઇ. હૃદયહીન બાયડીને મારી. રોતી રોતી સ્ત્રી ચાલી ગઇ. પણ રસ્તે જતાં વહુને પોતાનો દોષ દિલમાં વસ્યો. પતિના રોષ ઉપર ઝેર આવેલું તે નીતરી જાય છે. મિષ્ટાન્ન રાંધીને ફરીવાર લઇ જાય છે. સરલ ભરથાર પોતાની પત્નીનો વાંક તો ક્યાં યે વિસરી ગયો; ખાતાં ખાતાં નાચી ઉઠયો. આનંદ વાટે પોતાનું કૃતજ્ઞ હૃદય પ્રગટ કર્યું. પણ પેલી નહોતી ભૂલી ! એને તો મીઠું મીઠું વેર લેવું હતું. હર્ષમાં ગરક બનેલા પતિને ગુસ્સો જાગવાની હવે ધાસ્તી ન રહી. ઉપાડીને પત્થર માર્યો. સાદું વળી રહ્યું. સ્ત્રીના સેવાભાવમાં ભીંજાનો સ્વામી મીઠાશથી એ પ્રેમનો માર સાંખી રહ્યો.]

§

મેં તો કોરલી કોઠીની બંટી કાઢી

*મથુરા મોરલી વાગે છે.

મેં તો આખી ભાંગી ભરડાવી

*મથુરા મોરલી વાગે છે.

મેં તો બંટીની રાબડી રાંધી મથુરા૦

હું તો કુંભારવાડે હાલી મથુરા૦

હું તો કોડીયું ને કૂરડી લાવી મથુરા૦

મેં તો બાળોતીયામાં ભાત બાંધ્યાં મથુરા૦

હું તો હાલી મથુરાને ભાતે મથુરા૦

* "હો સલૂણી ઝુલણ ઘ્યો" એ ટેક પણ લેવાય છે.

હું તો કયાં રે ઉતારૂં ભાત મથુરા૦
મથુર કયાં રે બેસીને જમશો મથુરા૦
રૂડો આસોપાલવનો છાંયો મથુરા૦
ગોરી ત્યાં રે બેસીને જમશું મથુરા૦
પીટયે ભાત લાવી ને સાંતી છોડયાં મથુરા૦
મને શીંકલે શીંકલે મારી મથુરા૦
હું તો રોતી કકળતી ઘરે આવી મથુરા૦
મેં તો વચલી કોઠીના ઘઉં કાઢયા મથુરા૦
એને ઝીણા કરી દળાવ્યા મથુરા૦
તેની આછી તે લાપસી રાંધી મથુરા૦
હું તો કંસારાવાડમાં હાલી મથુરા૦
મેં તો તાંસળી ને કળશો વોર્યો મથુરા૦
હું તો વે'લી બજારે ચાલી મથુરા૦
હું તો વાણીડાને હાટે આવી મથુરા૦
મેં તો રેશમી રૂમાલ વોર્યો મથુરા૦
મેં તો તાંસળીમાં લાપસી લીધી મથુરા૦
ઉપર ઘીની તે ધારૂં કીધી મથુરા૦
મેં તો રૂમાલીયામાં ભાત બાંધ્યાં મથુરા૦
હું તો હાલી મથુરને ભાતે મથુરા૦
મથુર કયાં રે ઉતારૂં ભાત મથુરા૦
રૂડો આસોપાલવનો છાંયો મથુરા૦
ગોરી ત્યાં રે ઉતારો ભાત મથુરા૦
ગોરી ત્યાં રે બેસીને જમશું મથુરા૦

પીટયો કુદે ને કોળીઓ ભરે મથુરા૦
મેં તો વાંકી વળીને પાણો લીધો મથુરા૦
મેં તો તાકીને તુંબલીમાં માર્યો મથુરા૦
મેં તો શીંકલીનું સાટું વાળ્યું મથુરા૦

૧૦૬

## વીંછી વાંભનો રે!

વીંછી ચડયો કમાડ, વીંછી વાંભનો રે
વીંછી ચડયો કમાડ, હેઠે ઉતર્યો રે
વીંછી ચડયો .... વહુને ચોટલે રે
ભોળા .... ભાઇ તે ખોળા પાથરે રે
ભોળા બ્રામણો વીંછીડા ઉતારજો રે

કોઇને માણું આપું ઘઉં
મારી રેતી રાખો વહુ
વીંછી વાંભનો રે–વીંછી૦

કોઇને માણું આપું જાર
મારી રેતી રાખો નાર
વીંછી વાંભનો રે–વાંછી૦

૧૦૭

## સાયબા સાહેલી લાવ્ય રે

[ માથે ગાગર ઘૂમાવતી ગ્રામ્ય-નારી હવે તો પોતાના સાયબાને પોતાના ઘરકામના અસહ્ય બોજાનું ભાન કરાવવા મથે છે ! પાણી ભરવાં, દળણાં દળવાં, રોટલા ઘડવા એ તો હવે નથી બનતું ! નવી વહુ પરણી લાવો ! દંપતિ-જીવનમાં શોકય લાવવાની સામસામી •ડરામણીઓ પણ દિલ-રંજનની સામગ્રીઓ બને છે.]

§

ચલ ગાગર ચલ ગાગર જમના-તટ જાયેં
જમનાનાં ખોળાં નીર રે, ગાગર ઘુમે છે.

પાણીડાં ભરૂં તો મારાં માથડાં રે દુઃખે
સાયબા સાહેલી લાવ્ય રે, ગાગર ઘુમે છે.

સાહેલી લાવું તો મારે ચોથ ભાગ માગે,
નત્યના ધડાકા થાય રે, ગાગર ઘુમે છે.

દળણું દળું તો મારી કેડયું રે દુઃખે,
સાયબા સાહેલી લાવ્ય રે, ગાગર ઘુમે છે.

સાહેલી લાવું તો મારે ચોથ ભાગ માગે,
નત્યના ધડાકા થાય રે, ગાગર ઘુમે છે.

રોટલા ઘડું તો મારા હાથડા રે દુઃખે,
સાયબા સાહેલી લાવ્ય રે, ગાગર ઘુમે છે.

સાહેલી લાવું તો મારે ચોથ ભાગ માગે,
નત્યના ધડાકા થાય રે, ગાગર ઘુમે છે.

૧૦૮

# રીઢાં રાચ

ઓતરાદા દેશ મહીં દીકરી જનમ્યાં ને પાટણમાં પરણાવ્યાં જી રે.
પરણાવીને સાસરે વળાવ્યાં સાસુએ રાંધણામાં ઘાલ્યાં જી રે.
રાંધતાં રાંધતાં ઢાંકણી નાંદી સાસુ મ્હેણાં બોલ્યાં જી રે.
પાળે તે બેઠા ઓ પંખીડા ! મહીયરીએ જઇ આવો જી રે.
મારા દાદાને એટલું જ કહેજો, દીકરીના મેણાં ભાગો જી રે.
મારા દાદા તો ચડયે ઘોડે આવ્યા, નવસેં હાથી લાવ્યા જી રે.
લ્યો લ્યો વેવાઇઓ નવસેં હાથી ને દીકરીનાં મેણાં ભાંગો જી રે.
નવસેં હાથીને શું રે કરૂં મારાં રીઢાં રાચ નાંધ્યાં જી રે.
પાળે તે બેઠા ઓ પંખીડા ! મહીયરીએ જઇ આવો જી રે.
મારા વીરાને એટલું જ કહેજો, બ્હેનીના મેણાં ભાગો જી રે.
મારા વીરા તો ચડયે ઘોડે આવ્યા ને નવસેં ઘોડીલા લાવ્યા જી રે.
લ્યો લ્યો વેવાઇઓ નવસેં ઘોડીલા, બ્હેનીનાં મેણાં ભાગો જી રે.
નવસેં ઘોડાને શું રે કરૂં મારાં રીઢાં રાચ નાંધ્યાં જી રે.

* * *

મારા બનેવી ચડયે ઘોડે આવ્યા ને ચોરે ચાક માંડયા જી રે.
ચોરે તે ચાક એણે માંડીયા ને નવસેં ઢાંકણી ઉતારી જી રે.
લ્યો લ્યો વેવાઇઓ નવસેં ઢાંકણી સાળીનાં મેણાં ભાગો જી રે.

[એજ પ્રમાણે કાકાને સંદેશો મોકલતાં કાકા 'નવસેં ઘોળીડા' લાવે છે, મામા 'નવસેં રૂપીઆ' લાવે છે.]

૧૦૯

# વઢીયારી સાસુ

[ પીયરના પુરૂષો દીકરીને તેડીને ચુપચાપ ન ચાલ્યા ગયા. પણ પુત્રી ઉપરના સિતમને સૂચવતું પેલુ પાણીનું ભર્યું બેડું સાસુને આંગણે પછાડીને પોતાની બધી દાઝ કાઢયા પછી જ તેઓ સીધાવ્યા ! આખા ગીતનો મર્મવેધી કરૂણરસ નિર્દોષ વિનોદમાં સમાઇ ગયો.]

§

દાદા તે દીકરી વઢીઆરે નો દેજો જો,
વઢીઆરી સાસુડી દાદા દોયલી.

દિ'એ દળાવે મને રાતડીએ કંતાવે જો,
પાછલે ને પરોઢીયે આણાં મોકલે.

ઓશીકે ઇંઢાણી વહુ આંગણે સીંચણીયું જો,
સામે ને ઓરડીએ વહુ તમારૂં બેડલું.

ઘડો બુડે નૈ મારે સીંચણીયું નવ પોગે જો,
ઉગીને આથમીઓ કૂવા કાંઠડે.

ઉડતા પંખીડા ! મારો સંદેશો લઈ જાજે જો,
દાદાને કે'જે રે દીકરી કુવે પડે.

દાદાને કે'જે, મારી માતાને નો કે'જે જો,
માતા છે માયાળુ આંસુ ઢેરશે.

કુવે નો પડજો ધીડી ! અફીણીઆં નો ખાજો જો,
અંજવાળી આઠમના આણાં આવશે.

કાકાના કાબરીયા મામાના મુંઝડીયા જો,
વીરાના વાગડીયા વઢીઆરે ઉતર્યાં.

કાકે સીંચ્યું ને મારા મામાએ ચડાવ્યું જો,
વીરે ને ફેડાવ્યું વઢીઆરને આંગણે.

૧૧૦

## ઓછી ઉમરમાં

રામ જેવા હાલી રે
જીવણ જેવા હાલી
મારી ઓછી ઉમરમાં.

સસરો આણે આવ્યા
મારી ઓછી ઉમરમાં.

સસરા ભેળી નૈ જાઉં
મારી ઘેરે સાસુ ભુંડી
મને દળણું મેલે સુંડી
મારી ઓછી ઉમરમાં.

જેઠ આણે આવ્યા
મારી ઓછી ઉમરમાં.

જેઠ ભેળી નૈ જાઉં
ઘેરે જેઠાણી છે ભુંડી
મને દળણું મેલે સુંડી
મારી ઓછી ઉમરમાં.

દેર આણે આવ્યા
મારી ઓછી ઉમરમાં.

દેર ભેળી ને જાઉં
મારી દેરાણીની જોડયું
મુજને પાણીડાં ભરાવે
મારી ઓછી ઉમરમાં.

પરણ્યો આણે આવ્યા
મારી પૂરી ઉમરમાં.

ઝટ તેલ નાખ્યાં
મેં તો સટ માથાં ગૂંથ્યાં
મેં તો પટ બચકાં બાંધ્યાં
ઉડી પટ મોર થીયાં
મારી પૂરી ઉમરમાં !

૧૧૧

## રસીયાની રસિકા

રસીયા ઇંટ પડી મારગડે મોલ ચણાવજો રે લોલ.
રસીયા બારસેં બારીયું ને તેરસેં જાળીયાં રે લોલ.
રસીયા પાટણ શે'રને પાદર પારસ પીંપળો રે લોલ.
રસીયા તીયાં તે બંધાવો હાલર હીંચકો રે લોલ.
રસીયા તીયાં તે હીંચકીએ આપણ બે જણાં રે લોલ.

રસીયા હીંચકડા તૂટયો ને આપણ બે ય પડયાં રે લોલ.
રસીયા અમોને વાગ્યું ને તમને ઘણી ખમા રે લોલ.
રસીયા કીયો તો પરણાવું નાગર બ્રામણી રે લોલ.
રસીયા કીયો તો પરણાવું ગામ ગામ ગરાસણી રે લોલ.
રસીયા કીયો તો પરણાવું વાણીઆણ વેવલી રે લોલ.
રસીયા રસોઇની કરનારી નાગર બ્રામણી રે લોલ.
રસીયા ચાકળડે બેસનારી ગામ ગરાસણી રે લોલ.
રસીયા પાણીની ભરનારી વાણીઆણ વેવલી રે લોલ.

૧૧૨

## અબોલા શે' ભાંગે

લીલી લીંબડી રે, લીલો નાગર વેલ્યનો છોડ.
આજ મારે આંગણે રે, પરભુજી ઉતારા કરતા જાવ.
ઉતારા નૈ કરીએ રે, કરશું માનેતીને મો'લ.
માનેતી શે' મરે રે અબોલા શે' ભાંગે ભગવાન!
માનેતી આજ મરે રે, અબોલા કાલ્ય ભાંગે ભગવાન
—લીલી૦

* * *

૬

# નવરાત્રિનાં જોડકણાં

૬

નાની નાની કુમારિકાઓ, નવરાત્રિના નવે દિવસની પ્રત્યેક સંધ્યાએ, માથા પર ઝળહળતા ગરબા ઉપાડીને આ બધાં જોડકણાં ગાતી ગાતી ઘેરે ઘેર ઘૂમે છે. આશરે વીસેક ગરબાની આ સેરમાં પહેલેથી છેલ્લે સુધી એક કલ્પનાનો સળંગ સુંવાળો દોરો પરોવાયો હોય તેવું દિસે છે. તે નીચે મુજબ છે:—

પ્રથમ તો ગરબાની મહિમાવંત ઉત્પત્તિ ને એની શોભા ગવાય છે. અને જેમ સુભદ્રા બ્હેનને ગરબે રમવા એના ભાઇ શ્રીકૃષ્ણ આવે તેમ બધી બ્હેનોને ગરબે પોતપોતાના ભાઇઓને આવવાનું ઉદ્બોધન થાય છે.

ત્યાર પછી નાની બ્હેનો મકાનને છેવાડે આવેલા અંધારા ઓરડામાં એકલા પડેલા ભાઇને શોધે છે. ભાઇ વ્યાકુળ હ્રદયે પોતાના સાસરેથી પોતાની વધુના આગમનની વાટ જોવે છે. હિન્દુ કન્યાને પરણ્યા પછી એકાદ માસ સાસરીએ રહેવા દઇને પીયર તેડી જાય, ત્યાં બેઠી બેઠી આઠ દશ મહિના સુધી એ રમણી પોતાના કરીઆવર તૈયાર કરે, અને બરાબર આસો માસ બેસતાં એનાં સાસરીયાં એને પાછાં તેડી લાવે, તેવો રીવાજ હતો. એટલે ભાઇ કહે છે કે વહુ આજકાલમાં જ આવશે, અને ધૂપેલ તેલ તથા કેવડો વગેરે સૌંદર્યની ને સંભોગની સામગ્રીઓ લાવશે! એ આકાંક્ષાનું ગીત.

પછી પીયરીયાં પુત્રીને વળાવે છે–ગરબો ત્રીજો. ચોથામાં વર–વહુ કુળદેવી પાસે પાયે લગાડી અખંડ સૌભાગ્યના તેમજ પ્રજોત્પત્તિ આશીર્વાદ મગાવે છે. પાંચમા છઠ્ઠાની અંદર મેવા, ફુલ હાર, ભોજ વગેરે વસ્તુઓના ઉપભોગનો ઉલ્લેખ છે. સાતમાની અંદર નવાં વધુ રસભરી રસોઇ શરૂ થાય છે. આઠમામાં નવ–વધુ પોતાના કંથ વિખૂટો પડવા નથી દેતી તેનો ઈસારો છે. નવમા ગરબામાં શરમા વહુ અંધારી રાતે ગરબે રમવા જતાં આચકો ખાય છે. એમ દંપતિ જીવન જામતું આવે છે.

પછી સુંદરીને બાલ્યાવસ્થાની મસ્તી યાદ આવી. હીંચકા ખાય પડે છે, ઈજા થાય છે. માવતર મીઠાઇ લઇને આવે છે. એટલું પીયર મમત્વ ટોકીયું કરી ગયું. પછી પાણી ભરવાના વારા આવે છે અ તે થોડું વસમું લાગે છે.

એમ કરતાં કરતાં સંતતિના કોડ જાગે છે. દેવીની પાસે યાચ થાય છે. દેવીએ કરૂણા કરી. ગર્ભ રહ્યો. સીમન્તિની પીયર ગઈ. દીક અવતર્યો. પ્રસૂતિ પૂરી થયે પતિ તેડવા જાય છે. તેડીને આવતી વેળા એ ઉલ્લાસભર્યા દશ્યનું આલેખન ચૌદમા ગીતમાં અપૂર્વ શૈલીમાં થયે છે. પછી નવ–વધુને શોકય સંતાપના વિનોદો કરી ખીજવવામાં આવે

આમ લગ્ન–જીવનની શરૂઆતના રસમસ્ત પ્રસંગો ગાતી ગા નાનકડી કન્યા જાણે કે યુવાન ભાઇઓના હૃદયમાં અમૃત પૂરતી હો એવો સંકેત આ ગીતાવલીના ગર્ભમાં હોવાનું ભાસે છે. આ આ ઝૂમખું એની ગાનારી કુમારિકાઓના જેવાજ તરલ, નાજૂક અને ક કાલા ઢાળોમાં ગવાય છે.

૧૧૪

ગરબો કેણે રે કોરાવ્યો કે નંદજીના લાલજી રે લોલ
ગરબો ઇસવરે કોરાવ્યો કે નંદજીના લાલજી રે લોલ
ગરબે હાલક હૂલક હીરા કે નંદજીના લાલજી રે લોલ
ગરબે રમે સુભદરાના વીરા કે નંદજીના લાલજી રે લોલ
ગરબે રૂપાનાં માદળીયાં કે નંદજીના લાલજી રે લોલ
ગરબે સોનાનાં સાંકળીયાં કે નંદજીના લાલજી રે લોલ
ગરબો કેણે રે કોરાવ્યો કે નંદજીના લાલજી રે લોલ
ગરબો ....ભાઇએ કોરાવ્યો કે નંદજીના લાલજી રે લોલ
ગરબે હાલક હૂલક હીરા કે નંદજીના લાલજી રે લોલ
ગરબે રમે *....બ્હેનના વીરા કે નંદજીના લાલજી રે લોલ
ગરબે રૂપાનાં માદળીયાં કે નંદજીના લાલજી રે લોલ
ગરબે સોનાનાં સાંકળીયાં કે નંદજીના લાલજી રે લોલ

* જુદી જુદી સખીઓના ભાઇઓનું નામ મૂકીને વારંવાર ગવાય છે.

૧૧૫

અંધારી ઘમઘોરી રાતે છેવાડા ઓરડા રે,
હું તમને પૂછું ....ભાઇ, વહુ કે'દિ આવશે રે,
આવશે આજ ને કાલ્ય કે વાજાં વાગશે રે,
લાવશે તેલ ધુપેલ કે ફુલ ભરી છાબડી રે,
ઓસીકે નાગરવેલ કે પાંગતે કેવડો રે,
ઘમકે છે નાગરવેલ કે મહેકે કેવડો રે.

૧૧૬

વાંકાનેરના વાણીઆ તું શેર કંકુ તોળ્ય જો
શેર કંકુ તોળ્ય ત્યારે અધશેર હીંગળો ઢાળ્ય જો
....બા હાલ્યાં સાસરે એને ટીલી કરો લેલાડ જો
આછી ટીલડી ઝગેમગે મારે ટોડલે ટૌકે મોર જો
મોર વધાવ્યા મોતીડે ઇંઢાણી રડતી મેલ્ય જો
ભાઇ બેઠો જમવા ભોજાઇએ ઓઢ્યાં ચીર જો
ચીર ઉપર ચૂંદડી ને ચોખલીયાળી ભાત જો
ભાતે ભાતે ભડાકલા ને જોજો વહુની જાત જો
જાત ઉપર જોણું ને વહુને આવ્યું સોણું જો
સોણા ઉપર ઠીકરી ને કાંઇ વેલ્ય દડુકી જાય જો
વેલ્યમાં બેઠો વાણીઓ કાંઇ કાગળ લખતો જાય જો
કાગળમાં બે પૂતળીયું ને હસતી રમતી જાય જો
બાપ કે' મારૂં બાળકડું ને મા કે' મારૂં પેટ જો
ભાઇ કે' મારી વીજળી બે'ન જઇ પડ્યાં પરદેશ જો
ભોજાઇ કે' એને ભલે વળાવ્યાં, ઠરીયાં મારાં પેટ જો
ભાઇ કે' હું તેડી આવું ને બાળું તારાં પેટ જો
ભાઇ તો એને તેડી આવ્યો ને બાળ્યાં વહુનાં પેટ જો !

૧૧૭

માતા સોળે સરાદ કે નવે નોરતાં રે;
માતા વીસ વજૈયા દીવાળી રે
ભવાની ખેલે નોરતાં રે.

માતા ચકલે ચકલે નાંખો અમી છાંટ રે
ભવાની ખેલે નોરતાં રે.

માતા કીયો ભાઇ તે તમારી સેવા કરે રે
માતા કઇ વહુ તે લાગે તમારે પાય
ભવાની ખેલે નોરતાં રે.

માતા ....ભાઇ તે તમારી સેવા કરે રે
માતા ....વહુ તે લાગે તમારે પાય
ભવાની ખેલે નોરતાં રે.

માતા પાય પડામણુ વહુને બેટડો રે,
માતા અખંડ એવાતણુ હોય
ભવાની ખેલે નોરતાં રે.

માતા અખંડ એવાતણુ વહુનો ચુડલો રે,
માતા અખંડ વીરાજીની મોળ્ય
ભવાની ખેલે નોરતાં રે.

૧૧૮

પલંગી ઢાલીઓ ને પીળા રંગના પાયા જો
સાંજ પડે ને ઘેર માળીડો આવે જો
કાચી પાકી કેરીયું ને હાર ગુંથી લાવે જો
ઈ રે તે હાર મારે ....ભાઇને સોઇં જો
....ભાઇને સોઇં ત્યારે ....વહુને સોઇં જો
પંડે પાતળીયાં ને હાર રૂડો દીસે જો.

૧૧૯

ત્રાંબા તે કેરી તોલડી રે વાલમા!
રૂપા તે કેરી ઢાંકણી રે વાલમા!

મેલ્યાં તે દૂધીઆં આંધણુ રે વાલમા!
ઓર્યાં કમોદીઆ ચોખા રે વાલમા!

જમશે નાનાભાઇ પાતળા રે વાલમા!
જમતાં ....વહુએ પૂછીઉં રે વાલમા!

કેટલે જમણે ઘરે આવશો રે વાલમા!
સોળે સરાદ નવે નોરતાં રે વાલમા!

વીસે વજૈ ઘરે આવશું રે વાલમા!
દીવાળીને દિન ઘરે આવશું રે વાલમા!

૧૨૦

ચળક ચણોઠડી ને બે કુલડીઆં રાતાં જો.
વીણી ને ચૂંણી મારે ....ભાઇ લઇ આવે જો.

એવાં એવાં શાક મારે નાની વહુ વઘારે જો.
સારાં વઘારજો સવાદીઆં ને જમશે મારો વીર જો.

તીખાં ને કાંઇ તનાંમનાં મારે ....ભાઇને ભાવે જો.
મોળાં ને કાંઇ મસાંમસાં મારે નાની વહુને ભાવે જો.

હિયે રે'જો ડેલામાં ને રાતે ભરજો પાણી જો.
રાણી રાણી સહુ કરે કંઇ પાટની પટરાણી જો!

૧૨૧

નાનુભાઈની ગોરી મારે ગરબે રમવા આવો જો.
હું કેમ આવું બેની ! રાતલડી અંધારી જો.

રાતલડી અંધારી ત્યારે શેરી કાંટા વાગે જો.
શેરી કાંટા વાગે ત્યારે પગનાં ઝાંઝર ઝમકે જો.

પગનાં ઝાંઝર ઝમકે ત્યારે નણદી સૂતાં જાગે જો.
નણદી સૂતાં જાગે ત્યારે બે લાડુડા માગે જો.

બે લાડુડા માગે ત્યારે ભરી કોઠીમાં નાખે જો.
ભરી કોઠીમાં નાખે ત્યારે ભરભર ભૂકો થાય જો.

ભરભર ભૂકો થાય ત્યારે છોકરાં વીણી ખાય જો.
છોકરાં વીણી ખાય ત્યારે કાલ મોટાં થાય જો.

૧૨૨

ઉંચી ઉંચી રે
આંબલાની ડાળ્ય,
નીચાં સરોવર ઝીલતાં રે.

નાનુભાઈ રે
હીંચકો બંધાવ્ય,
નાની વહુને નાનપણ સાંભર્યાં રે !

ભાંગી ભાંગી રે
આંબલાની ડાળ્ય,
ભાંગ્યાં નાની વહુના હાડકાં રે !

નાની વહુના બાપ,
નાની વહુના બાપ,
લાડવા લઈ વે'લા આવજો રે !

ખાધા ખાધા રે
બે ને ચાર,
હહણીનો થઇ છે ઘોડલો રે !

૧૨૩

ગાગરનાં પોળાં પાટીઆં ગાગર ઘુમે છે.
નાનુભાઇ ધોવે ધોતીઆં ગાગર ઘુમે છે.
નાની વહુ પાણી સાંચર્યાં ગાગર ઘુમે છે.
એને પગમાં વાગી કાંકરી ગાગર ઘુમે છે.
એનો બાપ તેડાવો ચાકરી ગાગર ઘુમે છે.
ચાકરીના બેસે દોકડા ગાગર ઘુમે છે.
નાનુભાઇ આલે રોકડા ગાગર ઘુમે છે.

૧૨૪

એક દડો ને બાઈ બીજો દડો
ત્રીજો ટોડા બા'ર જો.

અમારી હારના નાનુભાઇ ને
તમારી વહુને વારજો !

તમારો વહુ છે લાડકડાં ને,
ઝાલ ઝુમણાં ઘડાવજો.

ઝાલ ઉપર ઝુમણાં ને,
લાંત્ય ઉપર ટીલડી.

આવ્યો રે મારો વા'લો વીર,
શી શી ચીજ લાવ્યો જો.

લાવ્યો રે સોનાની ટીલડી,
માનેતીને કાજ જો!

૧૨૫

અંબાજી આઈ મા બેચરાજી બાઈ મા,
ઉંચા ઉંચા ઓરડા ચણાવો મોરી મા!
અંબાજી આઇ મા!

કયા ભાઇને બેટડો દો મોરી મા—અંબાજી૦
નાનુભાઇને બેટડો દો મોરી મા—અંબાજી૦
નાનીવહુની હોંશ પૂરી કરો મોરી મા—અંબાજી૦
સોનાનાં પારણાં બંધાવો મોરી મા—અંબાજી૦
કીનખાપનાં ખોયાં બંધાવો મોરી મા—અંબાજી૦
હીરની દોરી બંધાવો મોરી મા—અંબાજી૦
ફૈબા ....બા હીંચોળે મોરી મા—અંબાજી૦
ડાબા તે હાથમાં દોરી મોરી મા—અંબાજી૦
જમણા તે હાથમાં લાડુ મોરી મા—અંબાજી૦

## ૧૨૬

ચકલી તારા ખેતરમાં મેં ઝીંઝવો વાવ્યો !
ઝીંઝવે ચડી જોઉં ત્યાં કોઈ માનવી આવે !
લીલી ઘોડી પીળો ચાબખો નાનુભાઇ આવે !
ઘુઘરીઆળી વેલ્યમાં નાની વહુ આવે !
ખોળામાં બાવન બેટડો ધવરાવતી આવે !
દૂધે ભરી તળાવડી નવરાવતી આવે !
ખોળામાં ખારેક ટોપરાં ચવરાવતી આવે !
થાળ ભર્યો શગ મોતીએ વધાવતી આવે !
*આવ્ય રે વીરા વાત કહું કીયે દેશથી આવ્યો.
છૈએ ........શે'રનાં ........શે'રથી આવ્યો.
ઝીણી ભરડાવું લાપસી માંહી સાકર ભેળું.
ખોબલે પીરસું ખાંડ રે વા'લો વીર જમાડું.

*આ પંક્તિઓ પણ આ ગીતમાં ઉમેરાય છે.

## ૧૨૭

પાળ્યે પાંચ બાવળીઆ રે હરમો હાલ્યો.
પાળ્યે કયો ભાઇ ઘોડલાં ખેલવે રે હરમો હાલ્યો.
પાળ્યે નાનુભાઇ ઘોડલાં ખેલવે રે હરમો હાલ્યો.
પાળ્યે ઓરડીઆ ચણાવો રે હરમો હાલ્યો.
ઓરડે ગોખ મેલાવો રે હરમો હાલ્યો.
ગોખે ધમધમ કરતી શોક્ય રે હરમો હાલ્યો.
નાની વહુ કમાડ વાંસે રૂવે રે હરમો હાલ્યો.

ત્યાં કંઇ ....બા નણુદી હાલ્યાં રે હરમો હાલ્યો.
ભોજાઇ શીયા માટે રૂવો રે હરમો હાલ્યો.
તમારો ભાઇ નવી લાવે રે હરમો હાલ્યો.
રો મા ! રો મા ! મારી ભોજાઇ રે હરમો હાલ્યો.
નવી નવ દા'ડા રે'શે રે હરમો હાલ્યો.
જૂની જનવારો રે'શે રે હરમો હાલ્યો.

૧૨૮

ગરબો મારો લાડકો ને ઘર ઘર રમવા જાય કે
બાઇ મારો ગરબડો.
નાના ભાઇ છે ગરાસીઆ ને પાઘડીમાં રાખે ફુલ કે
બાઇ મારો ગરબડો.
નાની વહુ છે ગરાસણી ને ફરતાં ઝીલે ફુલ કે
બાઇ મારો ગરબડો.

૧૨૯

ગરબી પૂછેછે મારા ગરબાજી રે,
તમે કયાં રમ્યા માઝમ રાત !
મારા લાખના ગરબાજી રે તમને જી ઘણું રે !

અમે રમ્યા નાનુભાઇ ઓરડે રે,
વહુએ સોળ કીધા શણગાર
મારા લાખના ગરબાજી રે તમને જી ઘણું રે !

વહુને સવા મણ સોનું પે'રવા રે,
વહુને અધમણ મોતીનો હાર
મારા લાખના ગરબાજી રે તમને જી ઘણું રે !

વહુને પાંચ પટાનો ઘાઘરો રે;
વહુને ઓઢણ દખણી ચીર
મારા લાખના ગરબાજી રે તમને જી ઘણું રે.

૧૨૯

ખરે બપોરે નીસર્યાં બાવલીયો પૂછે વાત
આ તે કોના ઓરડા ને આ તે કોનાં રાજ !
....ભાઇના ઓરડા ને ....વહુનાં રાજ
બારસાખે લખજો પૂતળી ટોડલડે લખજો મોર
જેમ જેમ પૂતળી દડે રમે તેમ ઘુમે કળાયલ મોર !

---

૨. રા. ભાગ ત્રીજામાં પણ આ સમૂહ માંહેલાં વધુ ગીતો મૂક્યાં છે.

# શબ્દકોષ

### અ

અડવી : ઘરેણાં વગરની.
અરઘવું : શોભવું
અટારો : તોફાની, અવળચંડો.
અતીત : બાવો
અમરો ડમરો : એક જાતનો છોડ
અવળા સવળી : સીધી અને ઉલટી
અઢાવવું : ઢોર ચરવા મોકલવું
આઢવું : ઢોર ચારવા જવું
આગમ : ભવિષ્ય-વાણી
આગ્યું : અગ્નિ
આવળ્યું : આવળના ઝાડ
ઇંધણી : બાળવાનાં લાકડાં
ઉમટે : ખળભળે
એવાતણ : સૌભાગ્ય
એમાન : ઇમાન, શ્રદ્ધા
ઓશીયાળી : પરવશ
ઓળા (ચણાના) : ચણાના શેકેલ ડોડવા
ઓઝા : કુંભાર

### ક

કટકડાનો(ઘોડો) : સૈન્યનો, તોફાની
કસળીયાં : કુશળ સમાચાર
કશાલો : જુલ્મ
કવલી ગાય : નીચી નાની ગાય
કસ્તુક મણિ : કૌસ્તુભ મણિ
કાંકણી : કંકણ
કાંટો ભાંગવો : કાંટો વાગવો
કાચના કુંપા : નૌકા ડુબતી હોય ત્યારે અંદર કાગળ બીડીને તરતા મૂકવામાં આવતા સીસા.
કાગદ : કાગળ
કુર : અનાજની કણકી
કુરડી : માટીની નાની લોટી
કુટવું : ખુંદવું
કેડા બુરાવવા : રસ્તા દુરસ્ત કરવા
કોરલી : છેડા પરની
કેડનો લાંક : કમરનો વળાંક
કોળાંબો : ઝાડની ડાળી

### ખ

ખાંડુડાં બાંડુડાં : ખંડિત અવયવ વાળાં
ખડકી : ઘરના ચોગાનનું દ્વાર
ખડકવું : ઢગલો કરવો
ખરખરડી : નાની નદી
ખંપાળી : ખેડુતોનું ઓજાર
ખેધે પડવું : પાછળ પડવું
ખેપ : રજ
ખેભર્યાં ; રજેભર્યાં, ઉતાવળા,
ખોબલે : ખોબો ભરીને

### ગ

ગલકી ; ગલકાં નામના શાકનો વેલો
ગજરામારુ : રસિક સ્વામી ( એ નામનો એક વાર્તાનો નાયક થઇ ગયો છે. )
ગણગારી ગુજરી : સુંદર ગુર્જર યુવતી
ગરવો : ગિરનાર

ગત : જમાત
ગાર્યું : લીપણ
(વેલ્યનો) ગંડો : ઉંધ નામનો ગાડાનો આગલો ભાગ.
ગુંજ્યાં : ગજવાં
ગુલર : એક જાતનું ધરેણું
ગુડો : ઢીંચણની નીચેનો ભાગ
ગોફણ : ખેતરમાં પક્ષી ઉડાડવા પત્થર ફેંકવાનું ચામડાનું કે સૂતરનું અસ્ત્ર
ગોરડીયા : ઘઉંની એક જાત.
ગોરમટી : લીપવાની માટી
ગોલી : રાજદરબારની ચાકરડી
ગોગ્ગીયું : દૂધ દોવાનું વાસણ

ઘ

ઘમ્મર વલોણું : ઘણાં દૂઝાણાંની છાશ ફેરવવાની મોટી રવાઇ
ઘુંશ : ઉંદરની એક જાત
(છેડો) ઘેરવો : પાલવ ઝાલવો

ચ

ચરણાં : ચીર
ચમરખ : પગના ચામડાને રક્ષનાર
ચહુમાં : ચશ્માં
ચાનકી : કુતરાને નાખવાની નાની રોટલી
ચાડણ : ચડવા માટેનું
ચાંગળું : ચાર આંગળા ઉપર આવી શકે તેટલું
ચોંપ : ત્વરા
ચોસરો : ચાર સેર વાળો.
ચેયું : ચિતાઓ
ચોરવું ચીપવું : ચોપાટની રમતમાં પાસા હાથમાં ગોઠવીને નાખવા
(નેણાંની) ચોટ : કટાક્ષ

છ

છઠ્ઠીના લેખ : વિધાતાનાં નિર્માણ
છોતો : શેરડીની છાલના ટુકડા
છેટાવાનાં : દૂરનાં
છીપર : શિલા

જ

જમણ : દિવસ
જુવારા : મજીઆરૂં
જલમવું : જન્મવું
જાઈ : પુત્રી
જાંગીનાં ઢોલ : હર્ષનાં ઢોલ
જોગાણ : ઘોડાને દેવાતી ચંદી

ઝ

ઝાંપલો : ઝાંપો, દરવાજો
ઝુંટવું : ખેંચીને તોડી નાખવું
ઝડફ : ઝપટ, છલંગ
ઝળુંબવું : ઝુકવું, લટકવું
ઝાંઝ : કાંસીઆ
ઝુલડી : પહેરવાની આંગડી
ઝણ્ય : મોર કળા કરે ત્યારે તેનાં પીચ્છમાંથી નીકળતો સુસવાટ

ટ

ટુંપીઓ : કંઠનું ઘરાણું
(સૂડા) ટોવા : ખેતરમાંથી પંખી ઉરાડવા
ટોડલા : બારણાની બન્ને બાજુઓ

ડ

ડીલ : શરીર
ડેલી : દરવાજો
ડાંડી : દંડુકો
ડોલરિયો : રસિયો
ડાબર : ડાબરીયાં : વાટકા
ડામણી : કપાળ ઉપર પહેરવાનું સોનાનું ઘરેણું

(દાતણ) ડોળવું : દાતણ ઘસવું

ઢ

ઢીંકો : ધુસ્તો

ઢોલણી : પલંગ

ઢોચકું : બેડું

ત

તળકવું : ચળકવું

તનાંમનાં : તમતમતાં

તરહક : તીરનો ભાથો

તાંસળી : કાંસાનો મોટો વાટકો

તાંબડી : પીતળનો ઘડો

ત્રીજલી : ત્રીજી

તુંબલી : માથાની ખોપરી

તૂરી : અંત્યજોની એક શાખા; વાદ્યો વગાડવાનો ધંધો કરે છે

તોડો : પગનું રૂપાનું ઘરાણું

તોલડી : હાંલ્લું

થ

થાન : સ્તન

દ

દાણી : દાણ લેનાર માણસ

દ્રુવું : દ્રુમવવું

ધ

ધડાકા : કલહ-પીટાપીટ

ધડકલી : ગોદડી

ધાગા : દોરા

ધ્રાંઠીઆ : ઝુમકાં

ધુંગારવું : ધુમાડો આપવો

ધુંબડી : નાની દીકરી

ધોરી : બળદ

ધોંસરૂં : ગાડાનો જે ભાગ બળદનાં કાંધ પર બંધાય છે તે

ન

નડવું : ઉપદ્રવ કરવો

નરમળ : નિર્મળ

નાળ વધેરવાં : જન્મેલા બાળકની નાભીમાં લટકતી દોરી કાપવી

નાહોલીઓ : પતિ

નીંભા : નીંભાડા

નેસ : ઝુંપડાં

નેરણી : નખ ઉતારવાનું ઓજાર

પ

પરોળ : પોળ

પરમાણાં : માપ

પંચમાસી : સીમંતનો પાંચમો માસ બેસતાં રક્ષા-બંધન થાય છે.

પડતાળ : પાતાળ

પગડા : પગ

પખાજ : ઢોલક

પડઘી : ઘોડાના ડાબલા

પ્રાછત : પાપ

પાણીઆરી : પનીઆરી

પાંભડી : પામરી

પાટલી : ઘંટી હળવી ભારે કરવાનો લાકડાનો ટુકડો

પાટુડો : હાંલ્લું

પાવઠાં : પગથીયાં

પાંગત : ખાટલાનો, પગ તરફનો ભાગ

પાળી : છરી

પીંગલા : પારણાં

પૂરણી : ટાશ

પીઠી : પરણતા માણસને અંગે લગાડવામાં આવતો લેપ

પોટલીયો : લોટો

પોઠીઓ : બળદ

પોર : આવતે વર્ષે

ફ

ફડશ : અરધો રોટલો

ફળીયું : ચોગાન
ફાળે થાવું : ડરી જવું
ફોયું : ફોરમ

**બ**

બળુકી : બળવાન
બંધીઆ : દોરડાં
બારસાખ : કમાડનું ચોગઠું
બગતરીયા : બખ્તરધારી સૈનિકો
બોલડીઆ : વચનો

**ભ**

ભડકલા : કાણાં
ભીનો વાન : સ્હેજ શ્યામ વર્ણ
ભુંભલાં : થોરનાં લાકડાં
ભોમકા : ભુમિ
ભેરવના (ઓછાડ) : કિમતી જાતનું કોઈ કાપડ

**મ**

માદળીયું : કંઠનું ઘરાણું
માઝા : સીમા
મખોમખ : મુખેથી
મેરામણ : સમુદ્ર
મુંજો : મારો
મુંઘા : મોંઘા
મુંઝડીયા : બળદની જાત [ જેને ઘોળામાં આછો કાળો રંગ હોય તે ]
મનની : મનામણાં
મહરવું : મ્હેકવું
મસાંમસાં : ફિક્કા
મરકલડું : સ્મિત
મધરો : ધીરો
મોરચો : કિલ્લાની અંદરથી બંદુક ફોડવાનું બાકોરૂં.
મોજીડો : રસિયો સ્વામી
મોળીયાં : પાઘડી
મોરી : ગાયના મ્હોં પરની દોરી
મેળવું : તૈયાર કરવું (દોરડું)
મોરવાયાં : પારણાની બન્ને બાજુની બે ટોચો
મેવાડો : મહા પુરૂષ
મોળ્ય : પાઘડી. આ શબ્દ પુરૂષનું સૌભાગ્ય સૂચવવામાં યોજાય છે. જેમ કે "રાતી રાતી મોળ્યના...ભાઇ"

**ર**

રણમલ રાજીયો : શુરવીર
રખ્યા : રાખ—ભસ્મ
રખમાઇ : રૂક્મિણી
રાસડી : દોરડું
રેટો : માથે બાંધવાનું સોનેરી વસ્ત્ર
રોંગાં : રૂદન

**લ**

લચકા લોળ : લૂંબઝુંબ
લવીંગીઆ : કાનનાં ઘરેણાં
લાડડી : પરણતી કન્યા
લેખણ : કલમ
લેરડીયું : લ્હેર, મૂર્છા, ઘેન
લોળીયું : એક જાતનું ઘરાણું

**વ**

વઈતર : ભૂત
વગડો : જંગલ
વટલોઇ : વાસણ
વેવલી : વાચાળ અને નાદાન
વરાંહે : એકને બદલે- ભ્રમણામાં
વાસુ : ખેતરમાં ચોકી કરવા રાત્રિ—નિવાસ
વાગડીયા : વાગડ દેશના બળદો

વાંક
વાંકીયાં } : હાથની આંગળીમાં પહેરવાની વીંટી
વીયાજડીયા : વ્યાજ
વીંધણો : વીંધવાનું (કાણાં પાડવાનું) ઓજાર
વેણુ : સૂર
વીનતા : વનિતા
વીસ વજે : વિજયા-દશમી પછીના વીશ શુભ દિવસો
વેડવું : તોડવું
વાછનાગ : વાસુકી નાગ
વરત : કુવામાં કોસ ચાલે છે તેનાં બે દોરડાં પૈકી ઉપલું દોરડું
વસાણું : સુગંધી દ્રવ્યો
વરમાંડ : વ્યોમ-આકાશ
વેકરડી : રેતી
વેળુડી : રેતી

શ

શગ : ટોચ-શિખા
શાખું : શીખ : રજા

સ

સકાર : શિકાર
સમદર લેર : સમુદ્રની લહરી
સંચ : સામાન
સંધા : બધા
સનચો : અસ્ત્રો
સાહેબ : પ્રભુ
સાગવી : સ્વજન
સાંતરવું : ચોરવું
સેવૈયો : એક જાતનો લાડુ
સુઘરી : ઉંચા ઘરની (અત્યારે 'ગંદી' અર્થમાં વપરાય છે.)
સોનાસળી : કસબ ભરેલું વસ્ત્ર

હ

હાડીયો : કાગડો
હાલર હુલર : ઝુલતો
હાકલવું : અંકુશમાં રાખવું
હજારણ : હજાર રૂપીઆ ખર્ચીને આણેલી સ્ત્રી
હોલ્ય : એ નામની દેવી
હેર : આદત-હઠીલાઇ
હરમો : એક જાતનું ઝાડ
હીંગળોકીયાં : લાલ રંગના